# આપણી શ્રેષ્ઠ નવલિકાઓ


સંપાદક

ગુલાબદાસ બ્રોકર






ધી નેશનલ ઇન્ફર્મેશન એન્ડ પબ્લિકેશન્સ લિમિટેડ

મુંબઈ.

# નિવેદન

આમ તો, પ્રાથમિક કશુક લખવાનો રિવાજ આપણે ત્યાથી પણ નીકળતો જાય છે, અને એ વ્યાજબી જ છે. પણ આ પુસ્તક સબધી થોડુ લખવુ અનિવાર્ય છે

આ પુસ્તકમા જુદા જુદા લેખકોની બાર વાર્તાઓ લેવાઈ છે એનો અર્થ એ નથી કે આ બાર જ આપણી શ્રેષ્ઠ નવલિકાઓ છે આપણુ ટૂકી વાર્તાનુ સાહિત્ય એટલુ સમૃદ્ધ તો જરૂર છે જ કે આના કરતા યે મોટા સંગ્રહ થઈ શકે એટલી ઉત્તમ વાર્તાઓ આપણા સાહિત્યમાથી સહેજે વીણી શકાય.

પણ દરેક કાર્યને એની મર્યાદા હોય છે, અને બાર જ વાર્તાઓનો સગ્રહ કરવાની મર્યાદા કાગળની આવી અસહ્ય અછત અને મોઘવારીને કારણે મેં પ્રકાશકો સાથેની વાતચીતમા સ્વીકારી હતી એ મર્યાદાની અદર રહીને આપણા વિકસતા જતા ટૂકી વાર્તા-સાહિત્યના બધા યે અગોનું બની શકે તેટલુ પ્રતિનિધિત્વ ધરાવી શકે એવી વાર્તાઓનો આ સગ્રહ કરવાનો મેં મારાથી બનતો પ્રયત્ન કર્યો છે.

જાણીતા લેખકોની અત્યત જાણીતી બની ગયેલી અને વારવાર સગ્રહાતી વાર્તાઓને બદલે એટલી જ ઉત્તમ પણ ઓછી સગ્રહાયેલી વાર્તાઓને, બને ત્યા, આમા સ્થાન આપવામા આવ્યું છે

છતા ગમે તેટલો પ્રામાણિક પ્રયત્ન હોય તો યે આવા સગ્રહોમા રુચિભેદના કારણે મતભેદ તો રહેવાનો જ વસ્તુ, વિષય અને આયોજનપદ્ધતિના વૈવિધ્યને અને ઐતિહાસિક દૃષ્ટિને નજર સમક્ષ રાખીને મેં આ વાર્તાઓને પસદ કરી છે તેમા કશી ઊણપ રહી ગયેલી જણાય તો તે માટેની જવાબદારી પણ મારી જ ગણાય.

પણ આ બહાને ટૂંકી વાર્તાના કલાસ્વરૂપ વિશે અને ગુજરાતી સાહિત્યમાં ટૂંકી વાર્તાના ઐતિહાસિક વિકાસ વિશે, નિબંધરૂપે મારા વિચારો સ્પષ્ટ સ્વરૂપે જાણવાની મને તક મળી ગઈ તેથી મને આનંદ થયો છે. જોકે, આપણા જાણીતા વાર્તાલેખકો અને તેમની કૃતિઓને માત્ર ઐતિહાસિક વિકાસની દૃષ્ટિએ જોવાને બદલે તેમનામાં રહેલા ગુણદોષોનુ બારીક અન્વેષણ, નિરીક્ષણ, પૃથક્કરણ અને વિવેચન કરવાનો લાભ, આ જગ્યાએ અશક્ય જ નહિ, અસ્થાને પણ હોઈ. જતો કરવો પડ્યો છે.

આ નિબંધલેખનના કાર્યમાં વિચારવિનિમય, સલાહ, સૂચના વગેરેનો લાભ મને મારા સમભાવી અને સદ્‌ભાવી મિત્રો તરફથી મળ્યો તેને હુ મારુ સદ્‌ભાગ્ય ગણુ છુ શ્રી. રામનારાયણ પાઠક, શ્રી. ધનસુખલાલ મહેતા, શ્રી રામપ્રસાદ બક્ષી તથા શ્રી. સુંદરજી બેટાઈનો આ જગ્યાએ એ સંદર્ભમા ઉલ્લેખ કરી કિંચત્‌માત્ર ઋણમુક્ત થવા પ્રયત્ન કરું છુ. પણ એમ કંઈ મિત્રોના સ્નેહના ઋણ ચુકવાતા હશે?

શ્રી. મનસુખલાલ ઝવેરીનુ નામ ખાસ અલગ ઉલ્લેખ માગી લે છે. કેમકે, જો આ પ્રકાશક સંસ્થા સાથે તેઓ જોડાયેલા ન હોત અને હિંમત આપીને તેમણે મને પ્રેર્યો ન હોત તો તો હુ કદિ પણ આ કામ હાથ ધરી શકત જ નહિ.

અને જે-જે લેખક મિત્રોએ મારી વિનતિને માન આપી પોતાની કૃતિઓ આમા લેવા રજા આપી છે તેમનો ઉપકાર આ સ્થળે ન માનુ તો તો હુ કૃતઘ્ની જ ગણાઉં.

વિલેપાર્લે, તા. ૨૮-૪-૪૮ } ગુલાબદાસ બ્રોકર

# અનુક્રમણિકા

# શ્રી. ગુલાબદાસ બ્રોકરનાં અન્ય પુસ્તકો

## વાર્તાસંગ્રહો

લતા અને બીજી વાતો

વસુંધરા અને બીજી વાતો

ઊભી વાટે

○

હવે પછી:

નવો વાર્તાસંગ્રહ

## નાટક

ધૂમ્રસેર (શ્રી. ધનસુખલાલ મહેતા સાથે

(છપાય છે)

# ૧ ટૂંકી વાર્તાનું કલાસ્વરૂપ

**અત્યારના** માનીતા કલાસ્વરૂપોમાનું એક વિશિષ્ટ કલાસ્વરૂપ ટૂંકી વાર્તા છે આપણે ત્યા એ કલાપ્રકાર—બીજા અનેક કલાપ્રકારોની માફક—પશ્ચિમમાથી આવ્યો છે અને ખૂબ પ્રિય થઈ પડ્યો છે. આમ જોવા જાઓ તો, શું પશ્ચિમમા કે શુ અહી, ટૂંકી વાર્તાની ઉત્પત્તિ જુગજુગજૂની છે. સફળ ટૂંકી વાર્તાના નમૂના આપણને છેક ઉપનિષદ્કાળમાથી મળી રહે—સત્યકામ જાબાલવાળી વ ત તો એક સંપૂર્ણ સુંદર ટૂંકી વાર્તા જ છે; જાતકકથાઓમાંની ઘણી યે વાર્તાઓને, આપણા ધાર્મિક સાહિત્યમા દૃષ્ટાતો તરીકે આવતી ઘણી યે વાતોને, વાર્તાસાહિત્યના આ વિભાગના સુદર નમૂનાઓ તરીકે સહેજે મૂકી શકાય; અને પશ્ચિમમાં પણ છેક બાઇબલના કાળની ધી પ્રોડિગલ સન ( The Prodigal Son ) વગેરે અનેક વાતો, જિસસ ક્રાઇસ્ટે આપેલા અનેક દૃષ્ટાતો, સફળ, સુદર ટૂંકી વાર્તાના નમૂનાઓ પૂરા પાડે છે. છતાં એક વિશિષ્ટ કલાપ્રકાર તરીકે તેની ઉત્પત્તિ યુરોપ અમેરિકામા ઓગણીસમી સદીમા અને આપણા ગુજરાતમા તો છેક વીસમી સદીમા ગણી શકાય. એ સોએક વર્ષના ગાળામા આ નાનકડા કલાપ્રકારે આખા જગતનું ધ્યાન પોતા તરફ ખેંચી રાખ્યુ છે. દેશેદેશમા એ લખાય છે, વંચાય છે. વિવેચાય છે. એમા અગણિત અખતરાઓ હરહમેશ થયા કરે છે. અને એવો દરેક અખતરો એમા રહેલી અસખ્ય શક્યતાઓનો કોઈ ને કોઈ

નવીન ખ્યાલ આપતો જ જાય છે. વાચક, સર્જક, વિવેચક, એની અંદર સમાયેલી આ અણુખૂટ શક્તિને મુગ્ધભાવે જોઈ રહે છે. ઘણાખરા સમર્થ સર્જકો અને વિવેચકોએ અત્યારસુધીમાં અનેકવાર ટૂકી વાર્તાને વ્યાખ્યાના ચોકઠામા સજડ પૂરી દેવા પ્રયત્ન કરી જોયા છે. પણ એ તો સદૈવ મુક્ત, સ્વૈ વિહારિણી જ રહી છે એક વ્યાખ્યા બાધો એ અનેક ટૂકી વાર્તાઓને લાગુ પડે તો બીજી અનેક એ વ્યાખ્યામાં ન સમાતી અને છતાં એ કલાપ્રકારનો ઉત્તમ નમૂનો હોવાનો દાવો કરતી અને સ્વીકારાવતી, એની સામે આંખો પટપટાવતી હસતી ઊભી હોય છે જ. એ રીતે વ્યાખ્યામાં પકડવા જનારને એ હમેશા હાથતાળી આપી છટકી જાય છે.

અને એને વિશે, એની ઉત્પત્તિ વિશે, ચોક્કસ, જાણે કે છેવટનુ હોય એવુ વિધાન કરનારને યે એ હાથતાળી જ આપે છે. અત્યારની એની લોકપ્રિયતા જોતા, અને કયા કારણોથી આ જમાનામાં એ આટલો બધો પ્રચાર પામી હશે એને વિશે વિચાર કરતાં શ્રી નરસિહરાવ દિવેટિયા લખે છે.

" ટૂકી વાર્તાની ઉત્પત્તિ હાલના ધાંધલિયા જમાનાના ઉતાવળિયા સ્વભાવમા શોધવી પડશે. જે ઉતાવળિયા વૃત્તિ લાબા લાબા લખાણો વાચવા જેટલી ધીરજ નથી ખમતી અને વર્તમાનપત્રોમાના અગ્રલેખોમા પણ ટૂકાણને પસદ કરે છે તે જ વૃત્તિ લાબી લાબી વાર્તાઓ વાચવામા કાળ, શ્રમ અને ધ્યાન પરોવવાની સ્થિરતાથી વિમુખ રહે છે. આગગાડી, વીજળીની ગાડી અને એરોપ્લેનના જમાનામા બીજુ શું સભવે ? "*

પહેલી નજરે આ મત આકર્ષક લાગે છે પણ જરીક જ વિચાર આવતાં તેની નિર્બળતા દેખાઈ આવે છે. આ ધાંધલિયા જમાનામાં યે લાબી લાબી વાર્તાઓ ક્યા ઓછી લખાય છે કે વંચાય છે? જેમ્સ

* " સ્મરણમુકુર ” ઉપોદ્ઘાત, પૃ. ૭

જોઇસની 'યુલિસિસ' (James Joyce : Ulysses) જેવી મહા-વાર્તાઓ તો હજી હમણા જ સર્જાઈ. ટૉલ્સ્ટોયની પ્રખ્યાત ટૂંકી વાર્તાઓ લખાતી હતી ત્યારે જગતે કદિયે ન જોયેલી એવી તેની સબળ અને સર્વોત્તમ નવલકથાઓ જગત મુગ્ધ બની, સ્તબ્ધ બની આવકારતુ હતુ અને હજી યે, આ એરોપ્લેનના જમાનામા પણ, એટલા જ રસથી એ બધી લાબી લાબી વાર્તાઓ વંચાય છે

એટલે ધાંધલિયા જમાનાની ઉતાવળિયા સ્વભાવવાળી વાતને ટૂંકી વાર્તાની ઉત્પત્તિ સાથે છેવટનો સબધ હોય તે તો બરોબર નથી લાગતુ. અને લાબી લાબી વાતો વાચવ થી આવતા કંટાળાએ જ ટૂંકી વાર્તાને લોકપ્રિય કરી મૂકી હોય એ વાત તો આપણે ઉપર જોયું તે પ્રમાણે. બરોબર નથી જ કહેવુ હોય તો એમ કહી શકાય કે આજના જમાનાએ જે માસિકો પાક્ષિકો. સાપ્તાહિકો વગેરેને જન્મ આપ્યો તેમા પોતાના ટૂકાપણાને અગે ટૂંકી વાર્તાએ આપો આપ જ પોતાનું સ્થાન મેળવી લીધુ અને એ રીતે એ બહુજના-ભિમુખ થઇ શકી અને બહોળો પ્રચાર પામી શકી પણ તે છતા યે તે પોતાનું આગવુ સ્વતત્ર માનભર્યું સ્થાન જમાવી શકી તે આ કોઇ પણ કારણે નહિ જ તે તો એટલા જ એક કારણથી કે ટૂંકી વાર્તા એ સ્વતત્ર સ્વયપર્યાપ્ત કલાસ્વરૂપ છે,× અને તેમાથી મળતો આનંદ પણ કલાનો, રસનો આનદ છે

તેથી કલામાત્રને સામાન્ય એવા લક્ષણો તો ટૂકી વાર્તાને હોવા જ જોઇએ—એ સિવાય તો એ કલા નામને પાત્ર શી રીતે થાય ?—પણ કલાના અન્ય પ્રકારોથી એને જુદી પાડતા ટૂંકી વાર્તાની કલાના વ્યાવર્તક લક્ષણો કયા ? એ લક્ષણો નિર્ણીત શી રીતે થાય ?

× "ટૂંકી વાર્તા એક સ્વતત્ર કલા છે" શ્રી ધૂમકેતુ 'તણખા' મંડળ ૧ લું, પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના, પૃ ૮.

સ્વાભાવિક અને સર્વમાન્ય માર્ગ તો તેનાથી વહેલી અસ્તિત્વમા આવેલી નવલકથા સાથે તેનાં સામ્ય અને ભેદ જોઈ તે લક્ષણો નિર્ણીત કરવાનો છે. શ્રી. રામનારાયણ પાઠક કહે છે તેમ તે રીતમા "તે ઐતિહાસિક હોવાનો વિશેષ લાભ પણ છે."*—જો કે તેમણે તો તેમની લાક્ષણિક રીતે જુદાં જુદાં દૃષ્ટિબિંદુથી ટૂકી વાર્તાને જોઈ શકાય તે માટે ટુચકા સાથે સરખામણી કરીને તેના લક્ષણો નિર્ણીત કરવાનો પ્રયત્ન કર્યો છે પણ તે જુદી વાત છે.

નવલકથા તથા ટૂકી વાર્તા બન્ને શબ્દાર્થવાળી કલાઓ છે. બન્નેમાં વાર્તા આવે છે, પ્રસગો, પાત્રો, વસ્તુ વગેરેથી બન્નેના દેહ ઘડાય છે, જીવનના કોઈ ને કોઈ અશને બન્ને સ્પર્શે છે, સ્ફુટ કરવા પ્રયત્ન કરે છે. પહેલી નજરે એ બન્નેમા ભેદ માત્ર વિસ્તારનો જ લાગે છે. અને એટલે જ આપણને ઘણીવાર શિખાઉ વાર્તાલેખકોની ટૂકી વાર્તાઓ નવલકથાનુ ટૂંકુ સ્વરૂપ હોય એવી જ દેખાય છે. પણ આ ભેદ ભ્રામક છે. બન્નેમા આટલુ સામ્ય હોવા છતા જે નવલકથા કરે છે તે ટૂકી વાર્તા નથી કરતી, નથી કરી શકતી; જે ટૂકી વાર્તા કરે છે તે ઘણી યે વાર નવલકથા માટે કરવું અશક્ય હોય છે, એની શક્તિની ઉપરવટનુ હોય છે.

તેનાં કારણો છે. નવલકથા સાથે જ ટૂંકી વાર્તાનો વિચાર કરતા તરત જ જણાશે કે ટૂંકી વાર્તાનું ક્ષેત્ર એકી સાથે કેટલુ મર્યાદિત છે, કેટલુ વિશાળ છે! લાંબો વિસ્તારેલો જીવનપટ, સામાજિક કે રાજકીય ક્રાંતિએ ફેરવી નાખેલા દૃષ્ટિબિંદુઓને અગે ફરી ગયેલો જીવનપ્રવાહ, એક જ વ્યક્તિના જુદા જુદાં બલોના આઘાત પ્રત્યાઘાતને અગે થયેલાં કલ્પી પણ ન શકાય તેવાં પરિવર્તનો, અનેક પાત્રો, આખો સમાજ જાણે નજર સામે રમતો હોય એવી મનોરમ કલ્પનાસૃષ્ટિ—સર્જનાત્મક કલ્પનાના સાહિત્યનાં આ બધા અમૂલ્ય ઉપાદાનો ટૂકી વાર્તાના કલા-

*"સાહિત્ય વિમર્શ": પૃ. ૧૩૪

કાર માટે જાણે નિષિદ્ધ ન હોય તેવા બની જાય છે. એ કલાકાર પણ ઘણીયે વખત આ બધા ઉપાદાનોને સ્પર્શ કરે છે, કોઈ કોઈ વાર અત્યંત રહસ્યસૂચક મનોહર કૃતિ પણ ઉપજાવી કાઢે છે, પણ તે માત્ર સૂચન પૂરતુ કરવુ જ શક્ય બને છે, સમગ્રતામા નહિ. એ તો જ્યારે કોઈ શક્તિશાળી નવલકથાકાર જાણે કોઈ નવી જ સૃષ્ટિને રમાડતો. ઘડતો જતો અને તોડતો જતો, પોતાની પ્રતિભાથી પાત્રને કે પ્રસગને અલકૃત કરતો જતો સર્જન કરવા બેસે છે ત્યારે જ આ બધા ઉપાદાનો સાર્થ બને છે, ધન્ય બને છે

એ રીતે જોતા આપણે જોઈ શકીશુ કે આખા જીવનને, કે જીવનના અમુક અત્યત મહત્ત્વપૂર્ણ વિસ્તીર્ણ વિભાગને એકમ તરીકે સ્વીકારી, અનેકાનેક પ્રસગોથી, અનેકાનેક પાત્રોથી કલ્પનાની અનેકાનેક રગસૃષ્ટિથી એ જીવનને કે એ વિભાગને સ્ફુટ કરવો એ નવલકથાકારનુ કામ છે એ એની જ કલા છે. અને એ ન કરી શકવામા ટૂંકી વાર્તાની કલાની મર્યાદા સમાયેલી છે

છતાં જીવન તો વિશાળ છે, પરમ સમૃદ્ધ છે તેના આવડા મોટા ખડને નવલકથા પોતાના એકમ તરીકે સ્વીકારી તે ઉપર પોતાની મહોલાતો રચે તો યે એમા જીવનની કઈ સમાપ્તિ કે પર્યાપ્તિ આવી જતી નથી. ટૂકી વાર્તા તો આવડા મોટા એકમને બાદ રાખીને પછી જ પોતાનુ કામ કરવાનો વિચાર કરે છે અને છતા એને સામગ્રી તો પુષ્કળ મળી રહે છે કેમકે એકાદ વ્યક્તિના કે અમુક વ્યક્તિઓના જીવનસમગ્રને કે જીવનના મહત્ત્વપૂર્ણ વિસ્તીર્ણ વિભાગને બાદ કરીએ તો યે અનેકાનેક નાની મોટી વસ્તુઓ જીવનમા હરહમેશ બને છે જેમા જીવનનુ કઈ ને કઈ રહસ્ય છુપાયેલુ હોય છે. જીવનના કોઈ ને કોઈ રહસ્યને સ્ફુટ કરવુ એ કલામાત્રનો ધર્મ છે, શબ્દની કલાનો તો ખરો જ તેથી આવી મર્મપૂર્ણ, રહસ્યપૂર્ણ ઘટનાઓ કે એવા પાત્રો કે પ્રસગો ટૂકી વાર્તાના એકમ બની રહે છે

અને આવાં નાનાં એકમો તો અસંખ્ય હોય છે, જ્યાં ને ત્યાં વેરાયેલાં પડ્યાં હોય છે, તેમને પકડી કલાસ્વરૂપે વણી લેનાર સારગ્રાહી દૃષ્ટિ અને સમર્થ કલમની જ તે વાટ જોતાં હોય છે. નવલકથાનું જે મોટું એકમ આપણે જોયું તે નહિ પણ આવાં નાના એકમોની દુનિયા ટૂકી વાર્તાનુ ઉપાદાનક્ષેત્ર છે. અને એનું બળ એ છે કે ઘણી આવી નાની નાની બાબતો જે જીવનના અનેક અને વિધવિધ પ્રદેશો ઉપર મર્મગ્રાહી પ્રકાશ નાખે છે એમને ટૂકી વાર્તાની કલા સિવાય બીજી કલામા ભાગ્યે જ સ્થાન મળી શકે. તે બધી ટૂકી વાર્તાના કલાક્ષેત્રને અત્યત વિસ્તૃત બનાવી દે છે સર્જનાત્મક પ્રતિભા પાસે આ નાના નાના એકમો જીવનના રહસ્યને જુદી જુદી રીતે સ્ફુટ કરવા માટે અત્યત બલદાયક તત્ત્વો બની જાય છે. ટૂકી વાર્તાનું ક્ષેત્ર વિશાળ છે તેમ કહ્યુ તે આ અર્થમા

એટલે જીવનના આવા નાના એકમની મર્યાદા ટૂકી વાર્તાના કલાસ્વરૂપે સ્વીકારી હોવાથી આપોઆપ એ નક્કી થઈ જાય છે કે એને બહુ વિસ્તાર પાલવે નહિ એવા વિસ્તારનો ભાર પણ એ કોઈક વાર જ ખમી શકે. લાબા સુંદર વર્ણનો, પાત્રો અને પ્રદેશોના ચિત્રાત્મક આલેખન, જીવન વિશે સુંદર વિવેચન અને ચિંતન, એ રીતે પોતાની મેળે જ આ કલાના ક્ષેત્રમાથી લગભગ અદૃશ્ય થઈ જાય છે. જીવનના આવા નાના એકમમા છુપાયેલા રહસ્યને એક જ સબળ, સચોટ છાપદ્વારા અભિવ્યક્તિ મળે એ આ ક્ષેત્રના કલાકારને જોવાનુ રહે છે તેમ કરી શકવામાં જ તેનો વિજય છે

આપણે બીજી રીતે આ જ વાત કરવી હોય તો એમ કહી શકીએ કે જીવનનો જે સાગર અનત અવિરત વહ્યા જાય છે, તેમાથી એકાદ બુદ્બુદ કે એકાદ લહરી કે વીચિ પકડી એના ઉપર વધુમા વધુ વેધક દૃષ્ટિકોણથી પ્રસગોનો, પાત્રોનો કે બનાવોનો વિદ્યુત્પ્રકાશ એવી રીતે નાખવો કે જેથી એ બુદ્બુદ કે લહરી કે વીચિ અનત

અવિરત વહેતા એ સાગરમા પણ પોતાનુ અમુક રહસ્ય લઈને વહેતુ હતું, એ રહસ્ય જાણવા જેવું હતુ, કશુંક ચમત્કારક તત્ત્વ તેમા હતુ, તે ન જાણ્યું હોત તો એ હમેશ માટે લુપ્ત થઈ જાત એમ વાચનારને લાગે એમા ટૂકી વાર્તાના કલાકારનો વિજય છે. એ જ એની સિદ્ધિ છે.

એ સિદ્ધિની પ્રાપ્તિ માટે સૌથી મોટી આવશ્યકતા છે ટૂકાણુની જો કથન વ્યસ્ત થઈ જાય તો પાડવા ધારેલી અસર મોળી પડી જાય. કુશળ વાર્તાકાર તો તેના એકેએક બનાવને. એકેએક વાક્યને સુદ્ધા એવી રીતે ગોઠવતો હોય છે કે તેનો સીધો કે આડકતરો સબધ વાર્તાના મધ્યબિંદુ સાથે હોય જ સ્યુકિનને શિખામણના બે બોલ લખતા ચેખોવ કહે છે "જે કોઈ વસ્તુને વાર્તા સાથે સબધ ન હોય તેને નિષ્ઠુર બનીને ફેંકી દેવી જોઈએ જો વાર્તાના પહેલા પ્રકરણમા તમે એમ કહો કે દીવાલ ઉપર એક બદૂક ટિંગાતી હતી તો બીજા કે ત્રીજા પ્રકરણમા તો એ બંદૂક જરૂર ફૂટવી જોઈએ જ." શ્રી. પાઠક પણ એ જ વાત બીજી રીતે કહે છે. "લોકો કહે છે કે વાઘ નદી ઊતરે ત્યારે જરા પણ વહેણમા તણાયા વિના સીધો સામે કિનારે જ પહોચે......તેમ વાર્તાકારે પણ સીધા જવું જોઈએ .. ટૂકી વાર્તા માટે તો એ અપરિહાર્ય છે"+

કથનમાં વેગ લાવે અને વાર્તાના મધ્યબિંદુ તરફ જ ચિત્તને દોરી જઈ એના રહસ્યને સ્ફુટ કરી દે તેવા ઓછામા ઓછા બનાવોનું આલેખન કરે તો જ ટૂકી વાર્તાનો કલાકાર પોતાનું ધાર્યું નિશાન પાડે. નવલકથાકારને ધીરી, શાંત ગતિએ, જાણે કશી ઉતાવળ ન હોય, અનવધિ કાળ અને પૃથ્વીનો વિશાળ પટ પોતાની સામે પથરાએલો પડ્યો હોય એ રીતે પોતાની કથાનો પ્રવાહ વહેવડાવવો પોષાય, પણ ટૂંકી વાર્તાકારને માટે તો એમ કરવુ

+"સાહિત્ય વિમર્શ": પૃ ૧૪૨–૪૩

અશક્ય બની જાય. પરિમિત કાળખંડ અને સંકુચિત સ્થળના પટને તેની કલા સામાન્ય રીતે સ્પર્શ કરે છે એટલે તો કથનમાં વેગ લાવવો એને માટે અનિવાર્ય થઈ પડે છે. જેમ ટૂંકી વાર્તાનું નાનું એકમ ઝાઝા વિસ્તારનો ભાર નથી ખમી શકતુ તેમ શિથિલતા કે ગતિની મંદતાને એ સહી શકતું નથી. તેથી વેગ તો એને જોઈએ એટલુ જ નહિ પણ એ વેગમા વિઘ્ન આવે એવુ કશું એ સહન ન કરે

વાર્તામા બનાવો તો આવે જ. એ કેટલા આવવા જોઈએ અને કેટલા નહિ એનો કશો નિયમ બાંધી શકાય નહિ. નિયમ—જો એ અણગમતો શબ્દ વાપરીએ તો—હોય તો એ એટલો જ હોય કે વાર્તાના મધ્યબિંદુ તરફ ચિત્તને દોરી જવા માટે ઓછામાં ઓછા જેટલા જરૂરના હોય તેટલા જ તે આવે. તેથી વિશેષ પ્રમાણમા તે આવે તો વાર્તાના વેગને તે રોકી રાખે અને તે રીતે કલાદૃષ્ટિએ એ વાર્તાને સહન કરવુ પડે બનાવ તરીકે બનાવ સુંદર હોય, કહેવા જેવો પણ હોય, છતાં વાર્તાવસ્તુને પુષ્ટ કરવામાં જો એ અનિવાર્ય ન હોય તો એને છોડી જ દેવો જોઈએ. એવા બનાવોના ભારથી ભારેખમ થઈ જવાનુ ટૂંકી વાર્તાના નાજુક દેહને ન પોષાય તો સામે પક્ષે "હાય, ક્યાક વધારે પડતું લખાઈ જશે," એ બીકે જોઈએ એટલા બનાવ પણ ન આલેખાયા હોય તો એ નાજુક દેહ અતિ નાજુક—માયકાંગલો—બની જાય. સુંદર સ્ત્રી વિશે ક્યાક લખેલુ વાંચ્યું છે કે એ એવી હોય કે એક તસુ વધી જાય તો સ્થૂલ લાગે એવુ આપણને થાય અને એક તસુ ઘટી જાય તો પાતળી લાગે એવુ થાય એવી સપ્રમાણ એની કાયા હોવી જોઈએ. આ ટૂંકી વાર્તાને પણ એવી જ સપ્રમાણ સુંદર સ્ત્રીની સાથે સરખાવી કહી શકાય કે એ એવી સંપૂર્ણ હોય કે એના સૌંદર્યને હાનિ કર્યા સિવાય એમાથી એક બનાવને ન કાઢી શકાય, ન એમા ઉમેરો કરી શકાય

વાર્તામાં જેમ બનાવો આવે તેમ પાત્રો પણ આવે જ—સારોયાન જેવો કોઈક લેખક કોઈક વાર પાત્રો વિના ચલાવી લેતો દેખાય તે છતા. બનાવ અને પાત્રો સામાન્ય રીતે એકબીજાને પરિપુષ્ટ કરે છે. પણ નવલકથામા પાત્રસૃષ્ટિ જે અગત્યનુ સ્થાન ભોગવે છે તે સ્થાન ટૂંકી વાર્તામા તેને ભોગવવાનુ હોતુ નથી. ત્યા તો તેનો લાંબો વિસ્તીર્ણ પટ ચિરંજીવ એવાં પાત્રો સર્જવાનો નવલકથાકારને પૂરેપૂરો અવકાશ આપે છે. ટૂંકી વાર્તામા એને એટલો અવકાશ રહેતો નથી કદાચ એનુ કારણ એ યે હોય કે ટૂંકી વાર્તામા જે મહત્ત્વનું છે એ તો આપણે આગળ જોયું હતુ તેમ જીવનસાગરમા વહી જતા—કલાકારના વેધક દૃષ્ટિકોણથી એના ઉપર પ્રકાશ ન પડ્યો હોય તો ખબર પણ પડ્યા વિના ચાલી જતા—બુદ્‌બુદ કે લહરી કે વીચિએ પોતાની અંદર સમાવેલા મર્મને સૂચનદ્વારા પ્રગટ કરવાનુ છે. બીજું બધુ જે કંઈ આવે છે તે તેને ઉપકારક બનવા માટે આવે છે, તેને વધારે સબળ, સચોટ બનાવવા માટે આવે છે. વિસ્તાર એમા છે નહિ, અંગેઅંગને પોતપોતાનુ જ હોય એવુ ઐકાતિક મહત્ત્વ છે નહિ, એટલે ટૂંકી વાર્તામાં—નવલકથામા બને છે તેમ—અમર ચિરંજીવ પાત્રો આપણને વારવાર મળતા દેખાતા નથી ઊલટું કોઈ કોઈ વાર તો પાત્રોના નામનિર્દેશની પણ ટૂંકી વાર્તામા જરૂર પડતી નથી તે તો સર્વવિદિત હકીકત છે

છતાં, તેના અગ માત્ર હોવા છતા યે, જેમ બનાવો તેમ પાત્રો પણ ટૂંકી વાર્તાકલાના મહત્ત્વના અગ છે. એ ભલે અમર કે ચિરંજીવ ન બને, પણ જીવનને જ મૂર્ત કરતી એ કલા હોવાથી તેની અદર જીવતા અને મરતાં, યાતનાઓ ભોગવતા કે હર્ષની ક્ષણોમા જીવનને ધન્ય માનતા, કે સામાન્ય રીતે જીવી જઈ સામાન્યમાથી યે કોઈક અસામાન્ય તત્ત્વનુ દર્શન કરાવતા વાર્તામા આવતાં પાત્રો જીવંત તો જોઈએ જ. તે જીવતી જાગતી વ્યક્તિઓ છે, તેમને પોતાના હર્ષશોક

છે, માત્ર વાર્તાના રહસ્યને સ્પષ્ટ કરવા ઊંચકી આણેલાં તે પૂતળાંઓ નથી એમ તો લાગવું જ જોઈએ. એ જીવન્તતા તેમનામાં હોય તેટલા પૂરતું તેમનામાં તેમનું આગવું વ્યક્તિત્વ પણ હોવું જોઈએ. એ. સી. વોર્ડ કહે છે: "ટૂંકી વાર્તામાં પાત્રો નમૂના (types) જેવાં હોવા છતાં વ્યક્તિત્વના ભોગે તેવાં નથી હોતાં."× તેમાં ઘણું સત્ય રહેલું દેખાય છે.

પાત્રોમાંથી વસ્તુ અને સંવિધાન ઉપર આવતાં જ સહેજે લક્ષ દોરાય તેવો પદ્ધતિભેદ નજરે પડે છે. નામને પાત્ર દરેક કલાકારને પોતાની અંગત શૈલી અને સંવિધાન હોય છે. તે દ્વારા તે પોતાનું વક્તવ્ય સ્પષ્ટ કરે છે. એ સ્ફુટ થતા વક્તવ્ય સિવાયની બાકીની આ બધી—બનાવો કેવા હોય, કેટલા હોય, પાત્રો આવાં હોય કે તેવાં હોય, વસ્તુ આવી જોઈએ કે આવી ન જોઈએ, એમાં સંવાદ આવે તો કેવા પ્રકારનો આવે, એ બધી—ટૂંકી વાર્તાના બંધારણનો વિચાર કરીએ ત્યારે જોવા જાણવા જેવી વસ્તુઓ હોવા છતાં આખા એ કલાસ્વરૂપની દૃષ્ટિએ જોઈએ તો ગૌણ વસ્તુઓ છે. ફરીથી કહીએ તો એક માત્ર સર્વોપરિ અગત્યની વાત તો એ છે કે વાંચવામાં આવતી ટૂંકી વાર્તા તેની અંદર સમાયેલા જીવનદર્શનની એક સમગ્ર, સબળ, સચોટ છાપ મૂકી જાય છે કે નહિ? એ હોય તો બધું યે છે, એ ન હોય તો બધું યે હોવા છતાં કંઈ યે નથી.

એ છાપ તો કલાકાર વાર્તામાં આવતા વસ્તુને જે રીતે સ્પર્શે છે તે ઉપર આધાર રાખે છે તે વસ્તુ સુગ્રથિત, સુશ્લિષ્ટ, અકોડાબંધ હોવું જોઈએ? કે શિથિલ, કોઈપણ જાતના ક્રમ વિનાનું, જીવનના એક ટુકડા જેવું—જેમાં કશું યે ક્રમવાર બનતું નથી, બધું એકબીજાની સાથે સંબદ્ધ ન હોય એવું લાગે એવું હોય છે એવું, છતાં યે એકબીજાની જોડે ગમે તેમ ગોઠવાઈ જઈને આ જાતની છાપ પાડે તેવું—હોવું જોઈએ?

×A. C. Ward: Aspects of the Modern Short Story, P. 14

આ પ્રશ્નોનો સીધો સાદો એક જ ઉત્તર ન હોવામા ટૂકી વાર્તાના વિકાસનો આખો ઇતિહાસ સમાયેલો છે. સુશ્લિષ્ટ, સુગ્રથિત, અકોડાબધ વસ્તુવાળી ઉત્તમ વ ર્તાઓના સમર્થ સર્જક ગાય દ મોપાસાની પદ્ધતિ એવા જ સમર્થ છતા એનાથી જુદી જ જાતની વાર્તાપદ્ધતિ અખત્યાર કરનાર ચેખોવની પદ્ધતિથી ઘણી રીતે જુદી પડે છે. શ્રી. રા. વિ પાઠક તેમના ટૂકી વાર્તા વિશેના સમર્થ નિબધમા ટુચકાના વાર્તા સાથેના જે સબધનુ નિરૂપણ કરે છે તે મોપાસાં વગેરેની પદ્ધતિએ લખાતી વાર્તાઓને બરાબર લાગુ પડે છે તેમાં આદિ, મધ્ય અને અત હોય છે મિત્રમડળી વાતો કરતી બેઠી હોય અને વ ર્તા વિશે વ ત નીકળે ત્યારે કોઈ પૂછે કે "એમા શું આવે છે?" તો માડીને એ વ ર્તા કહી શકાય અને એ પણ રસપૂર્ણ નીકળે ચેખોવ વગેરેની વાર્તાપદ્ધતિમા એવું કોઇક જ વાર બને છે તેમા ટુચકાનુ તત્ત્વ, હોય તો યે, નહિવત્ હોય છે ચેખોવ પોતે જ કહે છે કે. "ટૂંકી વાર્તાને આદિ કે અત હોવા ન જોઈએ" જેમ જીવનમા કંઈક બનાવ બની જાય છે તે ઘણો બધો આકર્ષક હોવા છતાં બરાબર ક્યાથી તે શરૂ થયો અને ક્યા તે અત પામ્યો તે કહી ન શકાય એવુ જ વાર્તાઓમા પણ બને એવો એના આ વાક્યનો અર્થ થાય

બન્ને પદ્ધતિએ ઉત્તમ વાર્તાઓ સર્જી છે બન્ને પદ્ધતિને એના ગુણદોષ પણ છે, પણ ટૂંકી વાર્તાના રસિકને આ કે આવી બીજી પદ્ધતિઓમા જે રસ છે તે તો સર્જકના ભ વક તરફના વલણમાં અને એ વલણની આખાયે સર્જનપ્રકાર ઉપર પડતી અસર જોવા સમજવાનો છે

રસના ઉપભોગમા સર્જક અને ભાવક બન્નેની જરૂરિયાત રહે છે કલા માત્ર સમસંવેદન છે. સર્જકને થયેલ અનુભવ ભાવકમા સંક્રાન્ત કરવો એ કલાનું કર્તવ્ય છે એટલે વાણીના કલારૂપ સર્જનમાં વાચક

અગત્યનો ભાગ ભજવે છે. વાચક ન હોય તો સાહિત્ય હોય નહિ.

તો આ બન્ને પદ્ધતિના વાર્તાકારો વાચક તરફ કયું વલણ રાખે છે? બન્નેને થોડો ઘણો તો વાચક ઉપર વિશ્વાસ રાખવો જોઈએ. કેમકે વાર્તાના હેતુને વ્યંજનાથી ધ્વનિત કરવાનો હોય ત્યા વ્યંગ્ય સમજનાર ચિત્તની તો અપેક્ષા રહે જ. પણ પહેલી પદ્ધતિનો—એટલે કે મોપાસાની પદ્ધતિનો—વાર્તાકાર વાચકને અર્થબોધમા બને તેટલી ઓછી તકલીફ પડે તેનું બહુ ધ્યાન રાખે છે. વાર્તાનો પ્રસંગેપ્રસગ એ એવી રીતે ગોઠવે છે કે પોતાને અનુરૂપ ધ્વનિ જ વાચક સહેલાઈથી પકડી પાડે. ગેરસમજ ન થવાનો આમા બેશક લાભ છે, પણ બીજે પક્ષે, આ રીતની વાર્તામાં કૃત્રિમતા આવી જવાનો પણ ભય રહે છે. જાણે કે દોઢડાહ્યો લેખક બધુ જાણતો હોય અને ગોઠવતો જતો હોય એવી એ વાર્તા લાગવાનો સભવ પણ એમાં ઊભો થાય. એક પછી એક ગોઠવાયેલો પ્રસંગ અમુક જ પરાકાષ્ઠા તરફ અચૂક ધસતો જતો હોય એવુ જીવનમા કોઈક જ વાર બને છે.

પણ ચેખોવની વાર્તાપદ્ધતિવાળો લેખક પોતાના વાચકની સમજણશક્તિમા વિશેષ વિશ્વાસ ધરાવતો હોવો જોઈએ. તેની પદ્ધતિમા, આપણે આગળ જોયું તેમ, એક પછી એક સભાળપૂર્વક ગોઠવેલા પ્રસંગો નહિ પણ જીવનના અસંબદ્ધ ટુકડાઓ જાણે કે આવીને ગોઠવાઈ જાય છે. છતા એમાથી એક સુસબદ્ધ હેતુ, વાંચનાર જો સમજણવાળો હોય તો, સ્પષ્ટ ઊપસી આવે છે. એના ગુણપક્ષે જોઈએ તો તેમાં કૃત્રિમતાનો આરોપ કદિયે ન થઈ શકે. આ પદ્ધતિની વાર્તાઓ વાચતા આપણે પણ, મોપાસાવાળી વાર્તાપદ્ધતિના સમર્થ પુરસ્કારક અને પોતે યે એ પદ્ધતિની વાર્તાઓના સમર્થ લેખક હોવા છતાં સમરસેટ મોમ આ ચેખોવની પદ્ધતિની વાર્તાઓ વિશે કહે છે તેની સાથે સમત થવુ જોઈએ કે "જીવન આવુ છે, બવચ્છિન્ન

તનુઓવાળું, અતન્ત્ર, ક્રમરહિત"* પણ સામે પક્ષે આ પદ્ધતિની વાર્તાઓને અર્થહીન બની જવાનો મોટો ભય હોય છે લેખક ખરેખર કુશળ ન હોય તો એ માત્ર પ્રલાપ જ બની જાય વાચક જો સમજુ ન હોય તો ગમે એવુ સત્ત્વ એમા ભર્યું હોય છતા યે લેખકની બધી મહેનત નકામી જાય

વધુ ને વધુ વાર્તાઓ આ બીજી પદ્ધતિએ લખાતી જાય છે. જેમ્સ જોયસની ધી ડેડ (The Dead)—જેને વિશે વી એસ પ્રિચેટ કહે છે કે તેમા આવતા પાત્રો એક પગ ઇતિહાસમાં અને બીજો અનંતતામાં રાખીને ઊભા છે—નામની અમર વાર્તા આ પદ્ધતિએ લખાયેલી ઉત્તમ વાર્તાઓમા આવે એ તો ઠીક પણ છેલ્લા વીસ વર્ષમા નવા અમેરિકન વાર્તાલેખકોએ ટૂંકી વાર્તાની દુનિયાના સીમાડા જે પોતાની નવી જ પદ્ધતિએ લખેલી વાર્તાઓથી વિસ્તૃત કરી મૂક્યા છે તેના યશનો મોટો ભાગ આ પદ્ધતિને ફાળે જાય છે.

આ વસ્તુ એક પક્ષે જે વાત સિદ્ધ કરે છે તે "સામાન્ય વાચકની ઉત્ક્રાન્તિ થઈ છે"× એ છે. એથી વાર્તાકારને ઘણી સહાય મળી છે અને વધારે છૂટથી અને મુક્ત ભાવે તે લખી શકે છે. પણ તેથી યે વિશેષ ઉપયોગી વાત સિદ્ધ થાય છે એ તો ટૂંકી વાર્તાનુ કલાસ્વરૂપ જેમ વાળો તેમ વળી શકે એવું અને જુદી જુદી પદ્ધતિ અને પ્રકારો દ્વારા ઉત્તમ સર્જનો આપવાનુ પોતાનુ સામર્થ્ય ધરાવનારુ છે એ જ છે એચ ઈ. બેઈટ્સ કહે છે કે "ટૂંકી વાર્તાને તેનો લેખક જે બનાવવા માગે તે બની શકે

*"This is life, you say, with its loose ends, its arbitrariness, its inconsequence" Traveller's Library: edited by W. Somerset Maugham, P. 1318

×H. E. Bates: The Modern Short Story, P. 23

છે."[1] અને "ટૂંકી વાર્તામાં અટળ અને અનંત પ્રવાહિતા છે જે હમેશાં હાથમાંથી સરકી જાય છે"| તે તદ્દન સાચું છે.

એટલેસ્તો, ટૂંકી વાર્તામાં આવી અનત પ્રવાહિતા હોવાથી જ જુદા જુદા માણસો પોતપોતાના મત પ્રમાણેની તેની વ્યાખ્યા બાંધવા જતાં કે તેના સ્વરૂપનું વર્ણન કરવા જતાં એકબીજાથી વિરુદ્ધની લાગે તેવી વાતો ઘણીવાર કરે છે. એલરી સેડ્જવિક કહે છે કે "ટૂંકી વાર્તામાં આદિ અને અતને પ્રાધાન્ય હોય છે" તો ચેખોવ કહે છે કે "ટૂંકી વાર્તાને આદિ અને અત ન હોવા જોઈએ." બ. ક. ઠાકોર કહે છે કે "એક પલાંઠીએ ધ્યાનના એક જ કાર્યમા જોઈ લેવાય તે નવલિકા."+ તો સમ સેટ મોમ કહે છે કે "ટૂંકી વાર્તાને બધન, હોય તો, લંબાણનું ન હોવુ જોઈએ, કાળનુ હોવુ જોઈએ."×

આ ટીપ તો ખૂબ લાંબી કરી શકાય, પણ એનું પ્રયોજન રહેતું નથી. એની આ અણખૂટ શક્યતાને અગે અને નાનામા નાની વસ્તુને પણ સ્પર્શ કરી શકવાની તેની શક્તિને અગે ટૂંકી વાર્તા અત્યારના સાહિત્યપ્રકારોમા ખૂબ જ ધ્યાન ખેંચનારો પ્રકાર થઈ પડ્યો છે. અને તેથીસ્તો સહિત્યના પોતાના જ અને સાહિત્ય સિવાયના યે અન્ય કલાપ્રકારોની સાથે વારવાર એની સરખામણી કરવામા આવે છે

નવલકથા સાથેની એની સરખામણી તો આપણે આટલા વિસ્તારથી જોઈ ગયા. કવિતાના અશો એમા ઘણી યે વાર ઊપસી આવતા હોવાથી ઊર્મિકાવ્ય સાથે એને સરખાવવામા આવે છે.

[1]H. E. Bates. The Modern Short Story, P 15.

|Ibid., P. 18 +નગેનિયુ • બ ક ઠાકોર, પ્રસ્તાવના, પૃ ૧૮

×Traveller's Library : Edited by W. Somerset Maugham, P. 144.

આપણે ત્યાંના જ એક વિદ્વાને કહ્યું છે ને કે "ટૂંકી વાર્તા એટલે ગદ્ય દેહે વિચરતુ ઊર્મિગીત" ? નાટક સાથે તો વ રવાર તેને સરખાવવામાં આવે છે—ખાસ કરીને એકાંકી નાટકો સાથે પરતુ એનુ વિશેષ સામ્ય તો સિનેમાની કલા સાથે છે. અત્યારના જમાનામા તો ટૂકી વાર્તાની કલા અને સિનેમાની કલા એકબીજાની અત્યંત નજીક આવી ગયેલી છે. એ બન્ને કલાઓ વચ્ચેનુ સામ્ય ઊડીને આખે વળગે તેવુ છે. બન્નેને થાક ખાવાનો કે લબાણ કરવાનો સમય નથી ઉપરા ઉપરી બન્યે જતા પ્રસગચિત્રણ દ્વારા તેમણે પોતાની કલ્પના-સૃષ્ટિને મૂર્ત કરવાની હોય છે એવા પ્રસગો અર્થઘન હોવા જોઈએ, જે અસર ઉપજાવવી છે એ અસર પ્રત્યે વાચકને કે જોનારને આસાનીથી વસડી જનારા હોવા જોઈએ, અને ઝડપબધ બનતા હોવા જોઈએ. બન્ને કલાઓમા આ અનિવાર્ય છે એ બન્ને કલાઓ એકબીજાની કેટલી નજીક છે એ તો શ્રી મેઘાણીએ જોયેલી ફિલ્મો પરથી રચેલી ટૂકી વાર્તાઓ સાબિત કરી આપે છે જ

પણ એ બધુ આપણા કૌતુકને સતોષે અને બુદ્ધિને અમુક જાતની કસરત મળે એટલા પૂરતુ જ જોવુ જરૂરનુ છે બાકી એક કલાપ્રકાર એને મળતા આવતા બીજા કોઈ પણ કલાપ્રકાર સાથે ગમે એટલુ સામ્ય ધરાવતો હોય છતા એનાથી એટલો ભિન્ન હોય છે કે એને તો એના પોતાના રૂપમા જ જોવો સમજવો સ્વીકારવો જોઈએ. તો જ વિવેચનમા ઘણી યે વાર ઊભી થતી ભ્રાંતિથી બચી જવાય.

આ નિબધ પૂરો કરતા પહેલાં એમાથી ઉપસ્થિત થતા એ ત્રણ મુદ્દાઓને જરા જોઈ જઈએ ગોર્કિએ કહ્યુ છે તેમ આજથી સોએક વર્ષ પહેલા ગોગોલના "ઓવર કોટ"*માંથી આપણે બધા વાર્તા-

* ટૂંકી વાર્તાના શરૂઆત એક બાજુ ગોગોલ (૧૮૦૯–૫૨) વાર્તાઓથી તો બીજી બાજુ એના સમવયસ્ક એડગર એલન પોની (૧૮૦૯–૪૯) વાર્તાઓથી થયેલી મનાય છે વાસ્તવવાદી અને રંગદર્શી વાર્તાઓના ભિન્ન ભિન્ન પ્રકારોના ઉત્પાદક મૂળ પુરુષો આ બન્નેને ગણી શકાય

કારો ટપકી પડ્યા ત્યારથી તે આજ સુધી ટૂંકી વાર્તાના કલાસ્વરૂપમા અનેકાનેક પ્રયોગો થયા કર્યાં છે. ટૂંકી વાર્તાના શા માટે, સાહિત્યના દરેક પ્રકારમા આ યુગમાં અસખ્ય પ્રયોગો થયા જ કરે છે. કહેવો હોય તો આ યુગને 'પ્રયોગ યુગ' કહેવાય એટલા બધા પ્રયોગો, ઇંગ્લેન્ડ અને અમેરિકામા તેમ જ આપણે ત્યાં પણ—કાવ્યમા, વાર્તામા, નવલકથામાં—દરેકે દરેક સાહિત્યના પ્રકારમાં થયા છે. એટલે જ કદાચ પ્રખ્યાત અગ્રેજ લેખક ઈ. એમ. ફોર્સ્ટરે અહીના એના એક વ્યાખ્યાન દરમિયાન કહ્યું હશે કે "આધુનિક સાહિત્ય મહાન છે કે નહિ તે તો ખબર નથી પણ તે રસ પડે તેવુ તો જરૂર છે જ."

પ્રયોગો મુખ્યત્વે તો કૃતિના આકાર (form) પરત્વે, નવીન સવિધાન કલારૂપે, વિષય નિરૂપણની નવી પદ્ધતિરૂપે થયા કરે છે. દરેક યુગે નવા નવા વાર્તાવિષયો વાર્તાકારોને મળ્યા જ કરે છે. અત્યારે દુનિયા જ્યારે આટલી બધી સાંકડી બની ગયેલી છે અને લેખકની નજરને પોતા તરફ આકર્ષવા દરેકે દરેક ક્ષેત્રમા વિષયોનુ આવુ અપાર વૈવિધ્ય શક્ય બન્યું છે, ત્યારે નવા નવા વિષયો પરિસ્થિતિઓ, જનસમૂહો વિશે વાર્તા લખાય એ સ્વાભાવિક છે. પણ એ છતાં ચિરકાળ પર્યંત જીવન્ત રહેવાને માટે વાર્તાને—કે કોઈપણ કલાકૃતિને—તેની અદર સનાતનતાના જેટલા અંશો સમાયા હોય તેટલી જ શક્યતા રહેવાની. એટલે આટલા બધા દેખીતા વૈવિધ્ય છતાં વાર્તાના જીવાતુભૂત તત્ત્વમા, તેના અંતસ્તત્ત્વમા (contentમાં) થઈ થઈને તો શો પ્રયોગ થઈ શકે? પણ નિરૂપણપદ્ધતિમા તો લાખ પ્રયોગ થઈ શકે અને થાય છે.

સપૂર્ણ કલાકૃતિ તેની અંદર આવતી દરેક વસ્તુનો સુભગ અને સફળ સમન્વય હોય છે. તેનો આકાર તેના અતરતત્ત્વને પુષ્ટ કરે છે, તેનુ અતસ્તત્ત્વ તેના આકારને ઘડે છે. કોઈ પણ અંશને બીજા

અંશથી જુદો પાડી કૃતિના સૌદર્યને મૂલવી શકવું મુશ્કેલ બને—જો એ સર્વાંગસપૂર્ણ કલાકૃતિ હોય તો. એટલે આ આકાર અને અંતસ્તત્ત્વની—form અને contentની—વાત કાઢવાનું પ્રયોજન ન રહે, જો એ વાત ઉપર ધ્યાન ખેંચવાનુ ન હોય તો કે પ્રયોગના આગ્રહમા ઘણીવાર આકારનું સૌદર્ય મન ઉપર રહી જાય છે અને પેલું અંતસ્તત્ત્વ તો વા ખાતુ રહે છે.

દરેક યુગ સામાન્ય રીતે સવિધાનકલામાં તેના આગલા યુગ કરતાં આગળ વધેલો હોય છે જ "એ પોતાની રચનાશૈલીમાં કંઈક નૂતનતા બતાવે તો જ વાચકવર્ગનુ લક્ષ ખેંચી શકે છે"* પણ જો લેખક એ નૂતનતાની પોતે રચેલી જાળમા પોતે જ ફસાઈ જાય તો થઈ રહ્યું એટલે આગળ જેમ કહ્યુ છે તેમ, આજે જ્યારે દેશદેશમાં ટૂંકી વાર્તામાં હરહમેશ નવા નવા અખતરાઓ થયા કરે છે ત્યારે આકાર અને અતસ્તત્ત્વની વચ્ચેનો સમન્વય—અખતરા તરફની જ પ્રીતિના કારણે અથવા આકારના સૌદર્યના લોભમા—સધાતો સધાતો રહી જાય તો એ કૃતિ નબળી પડવાની તે વાત નિસંશય છે. તે બાબતમાં શ્રી. વિશ્વનાથ ભટ્ટ કહે છે તે જ સાચુ છે અને દરેકે દરેક લેખકે તે વાત ભૂલવા જેવી નથી કે "કોઈ પણ સાહિત્યકૃતિની અન્તિમ મૂલવણીમા એની આયોજનકલા, રચનાપદ્ધતિ કે નિરૂપણશૈલીને આપણે ગૌણ જ ગણવી જોઈએ, અને મુખ્ય વિચાર તો એ બધી પ્રણાલિકા વાટે જે તાત્ત્વિક પ્રતિભા અને સાચું સર્જનસામર્થ્ય વ્યક્ત થઈ રહેલ હોય તેનો જ કરવો જોઈએ."×

આગળ ઉપર વારવાર કહેવાયું છે કે ટૂંકી વાર્તામાં જીવનનુ કંઈ ને કંઈ રહસ્ય સમાયેલુ હોવું જોઈએ પણ જેમ આકાર અને અતસ્તત્ત્વ એકરૂપ થઈ જાય તો જ એક સપૂર્ણ કલાકૃતિ સર્જાય

* શ્રી. વિશ્વનાથ ભટ્ટ : નિકષરેખા, પૃ ૫૬

× શ્રી વિશ્વનાથ ભટ્ટ નિકષરેખા, પૃ. ૫૫

તેમ એ રહસ્ય વિશે પણ સમજવાનું છે. "રહસ્ય એ તો કથા-સાહિત્યનો પ્રાણ છે."* પણ એ રહસ્ય કથામાંથી આપોઆપ ઊગવું જોઈએ, કથામાં ગૂથાઈ જવુ જોઈએ, એકમેક થઈ જવું જોઈએ. કથા ઉપર રહસ્ય કે રહસ્ય ઉપર કથા લાદ્દવામાં આવ્યાં હોય એવું લાગવું ન જોઈએ. વાર્તામાં રહસ્ય જોઈએ એમ સમજી કોઈ લેખક મઝાનું રોચક સૂત્ર લઈ તેની આસપાસ કથાનું કલેવર ગોઠવવા બેસે તો ગમે એવું સુંદર સૂત્ર હોય, જીવનનું એમાં કઈ ને કઈ સત્ય ભર્યું હોય છતાં યે વાર્તા કલાકૃતિ તરીકે તો નિષ્ફળ જ નીવડવાની. કોઈ કોઈ વાર્તાઓ એવાં સૂત્ર ટીંગાડવાની ખીટી જેવી જ જોવામાં આવે છે. પણ ત્યારે તેની નિષ્ફળતા ઢાંકી રહેતી નથી. એ તો સર્જકના ચિત્તમાં કૃતિનો ઉદ્‌ભવ જ્યારે થાય ત્યારે એ સ-રહસ્ય થયેલો હોય—ગર્ભાધાન વખતે ગર્ભબીજમાં જેમ આત્મ-તત્ત્વ સમાયેલુ હોય તેમ—તો જ એ કૃતિ સંપૂર્ણ કલાકૃતિ થઈ શકે.

ટૂંકી વાર્તાનાં ઉપર આલેખેલા આવશ્યક અગોનો ટૂંકી વાર્તાના કલાસ્વરૂપ વિશે વિચાર કરતાં જરૂર વિચાર આવે અને જગતની ઘણીખરી ટૂંકી વાર્તાઓમા સામાન્ય રીતે એ અંગો સંનિવિષ્ટ હોવાથી જ એની આવશ્યકતા સ્વીકારાઈ છે, છતા ટૂંકી વાર્તાની પ્રવાહિતા આગળીમાથી સરકી જાય તેવી હોવાથી, અને એને વિશે છેવટનુ હોય એવું વિધાન કરનારને એ હાથતાળી દઈ છટકી જતી હોવાથી જગતની સર્વ વાર્તાઓ આમાં વર્ણવેલાં સર્વ અંગોને પોતામાં સમાવી ન લેતી હોય એવુ પણ બને દાખલા તરીકે, આપણે જોયું કે ટૂંકાણ એ ટૂંકી વાર્તાનો આવશ્યક ગુણ છે અને વાર્તાઓના નવાણુ ટકા કરતા વધારે વાર્તાઓમાં એ ગુણ હોય છે જ, પણ ટોમસ મેનની ધી ડેથ ઇન વેનિસ (Thomas Mann · The Death in Venice) નામની વાર્તા અતિશય લાંબી છે અને

* શ્રી રા. વિ પાઠક. સાહિત્યવિમર્શ, પૃ ૧૫૪

છતા એક ઉત્તમ ટૂંકી વાર્તા ગણાય છે આપણે ટૂંકી વાર્તામાં બનાવ, પાત્રો વગેરેની ચર્ચા કરી પણ માર્ટિન આર્મસ્ટ્રોંગની ધી પોએટ એન્ડ ધી મેનડ્રીલ (Martin Armstrong : The Poet and the Mandrill ) નામની વાર્તા અર્ધા પાનાની જ છે અને છતા એ માત્ર ટુચકો નથી બનતો પણ વાર્તા જ છે. એવી એક અત્યંત નાની ફ્રેંચ વાર્તા, 'જન્મભૂમિ'નુ પાએક કૉલમ માંડ ભરાયું હશે એવી, શ્રી. મેઘાણીએ એના 'કલમ–કિતાબ" વિભાગમાં મૂકી હતી. જેમા પ્રિયતમાને રીઝવવા માનુ હૃદય કાપી હાથમાં લઈ જનાર માણસને ઠેસ વાગતા એ હૃદય પોકારી ઊઠે છે કે "ભાઈ, સભાળીને ચાલ, તને વાગી જશે."

એટલે ટૂંકી વાર્તાના કલાપ્રકારની સ્થિતિસ્થાપકતા અને જેમ કલાકાર વાળે તેમ વળી વળીને યે સુદર બની જવાની તેની સ્વાભાવિક આવડતને અંગે અપવાદરૂપ પરિસ્થિતિમા આ બધા અગો અનિવાર્ય નથી બની જતા. અનિવાર્ય જો કઈ હોય તો એ કે જીવનના અનંત અવિરત વહ્યે જતા સાગરમાથી એકાદ બુદ્બુદ કે એકાદ લહરી કે વીચિ પકડી એના ઉપર વધુમા વધુ વેધક દૃષ્ટિકોણથી પ્રસગોનો, પાત્રોનો કે બનાવોનો વિદ્યુત્પ્રકાશ એવી રીતે નખાય કે જેથી એ બુદ્બુદ કે લહરી કે વીચિ અનત અવિરત વહેતા એ સાગરમા પણ પોતાનું અમુક રહસ્ય લઈને વહેતુ હતુ, એ રહસ્ય જાણવા જેવુ હતું, કશુંક ચમત્કારક તત્ત્વ તેમાં હતું, તે ન જાણ્યુ હોત તો એ સદાને માટે લુપ્ત થઈ જાત એમ વાચનારને લાગે એવી તો કોઈ પણ ટૂંકી વાર્તા હોવી જોઈએ જ. એમ થાય તો જ એ એક સબળ, સચોટ છાપ વાચકના ચિત્ત ઉપર મૂકતી જાય અને એ એક જ સચોટ, સબળ છાપ પાડવાનો એનો ગુણ એ એનો અનિવાર્ય અંશ છે—એમાં અપવાદ ન ચાલે અને તેમ કરવામાં સામાન્ય રીતે આવશ્યક અંશ કલાકાર પાસે હેતુનું સ્પષ્ટ દર્શન હોય અને કૃતિના ઘડતરમા "મૌલિકતા,

ઊર્મિ, ટૂંકાણ અને સંવિધાનની કુશળતા"*નો તે વિનિયોગ કરી શક્યો હોય, તે છે.

એ કરી શકનારા કુશળ કલાકારોની તેને ખોટ પડતી નથી અને તેથી તેનું ભવિષ્ય ઉજ્જવલ છે

*Somerset Maugham : Introduction to Modern English and American Literature, pp. 1-2

# ૨ ગુજરાતીસાહિત્યમાં ટૂંકી વાર્તા

## [ તેના ઇતિહાસ પર એક દૃષ્ટિપાત ]

ગુજરાતી સાહિત્યના ઇતિહાસમા આજે તો ટૂંકી વાર્તાએ પોતાનું આગવું એવુ સ્થાન મેળવી લીધું છે, સુંદર, કલાત્મક, જીવનનાં વિધવિધ પાસાને સ્પર્શ કરતી એટલી બધી વાર્તાઓ અત્યારે આપણે ત્યા લખાય છે કે એની ઉત્પત્તિનો કાળ આટલો નજીકનો જ છે એમ જાણવા છતા, એ વિચારીએ ત્યારે સાનંદાશ્ચર્ય થયા વિના રહેતું નથી. હજી ૧૯૦૦થી ૧૯૧૨–૧૩ સુધી તો એ કલાના સ્વરૂપ આસપાસ આપણા લેખકો ફાંફા મારતા હતા. અનુવાદો, રૂપાંતરો. અનુકરણોથી જ સંતોષ મેળવવો પડતો. 'સુંદરી સુબોધ', 'જ્ઞાનસુધા'. 'વાર્તાવારિધિ', 'સાહિત્ય' વગેરે માસિકો એ કલાસ્વરૂપ ગુજરાતમા અવતાર પામે એ માટે પોતાથી બનતુ બધુ કરી ચૂકતા, પણ કવિતા વગેરે અંગોમાં ખીલી ગયેલુ, સરસ્વતીચંદ્ર જેવી અમર નવલકથાનો ગ્રંથ પામેલું આપણુ સાહિત્ય હજી સુરેખ, સુંદર ટૂંકી-વાર્તાની રાહ જોતું જ પડયું હતુ. જાતજાતના પ્રયત્ન થતા, જાતજાતની વાતો લખાતી રા રામમોહનરાય જસવંતરાય, રા રણજીતરામ વાવાભાઈ મહેતા વગેરેના પ્રયત્ન માનપૂર્વક ઉલ્લેખના અધિકારી બન્યા હતા ખરા, છતા પણ જ્યાં સુધી સ્વ. મલયાનિલ પોતાની વાર્તાઓ લઈ આવી ન પહોંચ્યા

ત્યાં સુધી હજી કલાત્મક ટૂંકી વાર્તા આપણે ત્યાં જન્મી નહિ. અને એમની યે પહેલી વાર્તાઓ તો પ્રયોગદશાની કૃતિઓ કહી શકાય એવી જ હતી. જેનાથી પ્રસન્ન થઈ ને શ્રી. ધૂમકેતુ કહે છે કે "જેને ટૂંકી વાર્તાની કલા કહેવાય—જે કહ્યા વિના ઘણું કહી નાખે—એવી સુંદર કલાકૃતિ પ્રથમ સર્જવાનું માન સ્વ. મલયાનિલને છે."* એ તો "વીસમી સદી" માસિક ૧૯૧૬ માં જન્મ્યું—એ સમૃદ્ધ માસિકનો આપણા ટૂંકી વાર્તાના સાહિત્યના વિકાસમા કેટલો જબરજસ્ત ફાળો છે?—પછી જ આવી. તેમની શ્રેષ્ઠ વાર્તા "ગોવાલણી" છેક ૧૯૧૮ના "વીસમી સદી"માં પ્રસિદ્ધ થઈ. અને આજે હજી ૧૯૪૭ ચાલે છે! પૂરાં ત્રીસ વર્ષે હજી નથી થયા એ વાતને! ને એ ત્રીસ વર્ષમાં તો આપણી ટૂંકી વાર્તા કેટકેટલાં ક્ષેત્રોમાં ઘૂમી વળી! પણ એ જોવાનું શ્રી. મલયાનિલના ભાગ્યમા લખાયું નહોતુ. સત્તાવીશ વર્ષની ભરયુવાન વયે ૧૯૧૯માં—"ગોવાલણી"ની પ્રસિદ્ધિ પછી એક જ વર્ષમાં—એમનું અવસાન થયું. અનેક શકયતાઓથી ભરપૂર જુવાન કલાકાર ગુજરાતે ગુમાવ્યો

શ્રી. મલયાનિલ ગયા પણ ટૂંકી વાર્તા ગુજરાતમાં આવી ગઈ. 'વીસમી સદી' માસિકે 'એકવરી આનંદજન્ય'× વાર્તા આપવાની જે પદ્ધતિની આપણા વાર્તાસાહિત્યને બક્ષિસ કરી તેથી અગાઉના સમયની બોધપ્રધાન વાર્તામા જ રાચવાની—મારી મચડીને પણ વાર્તામાં બોધ લાવવાની—વૃત્તિ સારા પ્રમાણમા કાબૂમાં આવી ગઈ. અને એ આપણા વાર્તાસાહિત્યના વિકાસના ઇતિહાસમા એક અગત્યનો તબક્કો ગણી શકાય—જો કે તેથી સામાન્ય લેખકોની ઘણી યે વાતો માત્ર પ્રેમલા પ્રેમલીની નિરર્થક ચેષ્ટાઓની વાર્તા બની ગઈ હતી, તે છતાં. એ અગાઉના સમયમા વાર્તામા સ્પષ્ટ સ્વરૂપે બોધ આવવો

* શ્રી. ધૂમકેતુ : 'તણખા' મંડળ ૪થું, પ્રસ્તાવના, પૃ. ૨૫

× શ્રી. ધૂમકેતુ : 'તણખા' મંડળ ૪થું, પ્રસ્તાવના, પૃ. ૨૩

જોઈએ એ માન્યતા કેટલી રૂઢ હતી તે એ સમયના પરસાહિત્યમાંથી બહુધા અનુવાદિત વાતોના સગ્રહ 'સામાજિક ટૂંકી વાતો'ના ત્રીજા ભાગની પ્રસ્તાવનામા આવતાં નીચેના વાક્યો સ્પષ્ટ કરે છે. "વાર્તાના પરિણામરૂપ ફળીભૂત થતો બોધ, કે જે પરોક્ષ કે અપરોક્ષ રૂપે વાર્તાને છેડે સમાયેલો હોય છે તેને વધુ ઉપયોગી અને સ્પષ્ટ બનાવવાના હેતુથી ઘણીખરી વાતોમા તે ભાગ નવેસરથી લખ્યો છે." અત્યારે આપણને થાય કે ધૃષ્ટતાની પણ હદ નહિ હોય! પણ એ જમાનો જ એવો હતો.

શ્રી મલયાનિલના સમયનુ જ ધ્યાન ખેંચે એવુ બીજું નામ તે શ્રી. નારદનું. (રા. મટુભાઈ હરગોવિંદદાસ કાટાવાળા) તેમના માસિક પત્ર 'સાહિત્યે' ગુજરાતી ટૂંકી વાર્તાના વિકાસમાં પ્રશસ્ય ફાળો નોંધાવ્યો છે જ, અને તેમણે પોતે પણ પોતાની રોચક અને રંજક વાર્તાઓ દ્વારા આપણા વાર્તાસાહિત્યના વિકાસમા સહાય કરી છે.

પરંતુ હજી શ્રી. નારદની વાતો લખાતી હતી ત્યાં જ, શ્રી. મલયાનિલના મૃત્યુ પછી બે જ વર્ષમા–૧૯૨૧મા–શ્રી. કનૈયાલાલ મુનશીની "મારી કમલા અને બીજી વાતો" પ્રસિદ્ધ થઈ અને આપણુ વાર્તાસાહિત્ય થોડાં કદમ એકદમ આગળ વધી ગયું. શ્રી. મુનશીએ ચર્ચેલા વિષયો, તેમણે આલેખેલુ જીવન, એ તો તેમની અગાઉના લેખકો કરતા બહુ ભિન્ન નહોતું, એ જમાનાનાં લક્ષણો તેમની વાર્તાઓમા પણ સ્પષ્ટ દેખાઈ આવતા હતા, છતાં તેમની વાર્તાઓ વધારે કલાત્મક હતી, તેમના વિષયોમા વધારે વૈવિધ્ય હતુ, તેમના હાસ્યમાં વધારે મર્મ હતો, તેમના કટાક્ષમાં વધારે જોમ હતુ. એ પુસ્તકને પ્રસિદ્ધ થતાં મળેલો આવકાર સ્વભાવિક જ હતો—જો કે તેમની નવલકથાઓમા કલાનું જે ઘનત્વ નજરે પડે છે તે તેમની ટૂંકી વાર્તાઓમા એટલા પ્રમાણમાં તરી નથી આવતું. આજે, એમણે જ સર્જેલ સુંદર નવલકથાઓની કલાત્મક

સૃષ્ટિનો આસ્વાદ માણનારા આપણને, સહેજ નજર ફેરવતાં શ્રી. મુનશીની ટૂંકી વાર્તાઓમાંથી ક્યાશ મળી આવે, પણ એ વિકસતા જતા સાહિત્યપ્રકારમા ઐતિહાસિક દૃષ્ટિએ તેમનો ફાળો નાનોસૂનો નથી ક્રમભાગ્યે એમણે એ પછી એમની વિધવિધ પ્રવૃત્તિઓમા આ ટૂંકી વાર્તાના સર્જનને અવગણ્યું છે છતા ઐતિહાસિક દૃષ્ટિએ આપણી ટૂંકી વાર્તાના સાહિત્યનો વિચાર કરનાર અભ્યાસીને ગણનાયોગ્ય પહેલુ નામ શ્રી. મલયાનિલનુ મળે તો બીજું નામ અચૂક શ્રી. મુનશીનુ જ મળવાનુ.

પણ માત્ર ઐતિહાસિક ક્રમમા આગળ વધીએ તે પહેલાં ટૂંકી વાર્તાના વિકાસ પામતા જતા સાહિત્યનુ એક અંગ તો આટલા ટૂંકા ગાળાની આપણે વાત કરીએ ત્યા જ ઉલ્લેખ માગી લે છે એ અગ તે હાસ્યનુ. દલપતરામના સમય પછી કવિતામા હાસ્ય જોવા જવુ હોય તો છેક આધુનિક કાળ સુધી આવવુ જોઈએ, અને એ પણ બહુ જ થોડા પ્રમાણમા મળે. શ્રી ગોવર્ધનરામના મહાગ્રથમાથી હાસ્ય શોધવા માટે તો વીણામણ કરવું પડે, પણ આપણી ટૂંકી વાર્તામાં હાસ્યવાળી વાતો તો લગભગ શરૂઆતથી જ લખાતી. એ કલાપ્રકારના વિકાસના ઇતિહાસમા આ હાસ્યના તત્ત્વનો ફાળો કેટલો ગણાય એ પણ રસિક વિચારણાનો વિષય થઈ પડે. શ્રી. મલયાનિલમા યે થોડુ ઘણુ હાસ્ય છે, શ્રી નારદમાં હાસ્ય છે, શ્રી: મુનશીમાં તો છે જ, સર રમણભાઈની "ચીડી" નામની પ્રખ્યાત વાર્તા હાસ્યદ્વારા જ પોતાનો મર્મ સ્ફુટ કરે છે. શ્રી. ધનસુખલાલ મહેતાએ સ્વતત્ર, અનુવાદિત, રૂપાતરિત અનેક વાર્તાઓ આ સમય દરમિયાન જ પ્રસિદ્ધ કરેલી, અને હાસ્યવાળી કલાત્મક કૃતિઓના લેખક તરીકે તેમને પ્રસિદ્ધિ એ કાળ દમિયાન જ મળેલી તેમનુ પ્રથમ પુસ્તક "હુ સરલા અને મિત્રમડળ" છેક ૧૯૨૦મા પ્રસિદ્ધ થયેલુ. પરંતુ તેમણે વાર્તાનુ લેખન ચાલુ રાખ્યું છે અને છેક અત્યાર-

સુધી તેઓ સ્વતંત્ર વાર્તાઓની—એ પણ માત્ર હાસ્યની નહિ: કરુણાવલંબી વાર્તાઓની—રચના કરતા રહ્યા છે

પણ એ સમયની બધી યે વાતો, પછી તે હાસ્યની હોય કે પ્રણયની હોય, ગભીર હોય કે હળવી હોય, ઝાઝો ભાગ સમાજના અમુક જ થરને સ્પર્શતી અને અમુક જ પાત્રસૃષ્ટિને સર્જાવતી લખાતી હતી એ વાર્તાઓ લગભગ એક જ ઢાળમાં ઢળાતી, જો કે ઢાળનારા કારીગરો જુદા જુદા હતા અને વધતા ઓછા કૌશલથી પોતાનું કામ પાર પાડતા

શ્રી મુનશી પછી તરત જ ધ્યાન ખેંચે એવી વાર્તાઓ લઈ ને શ્રી. બટુભાઈ ઉમરવાડિયા તથા સૌ લીલાવતી મુનશી આવે છે. વિષયસમૃદ્ધિ આ સમય દરમિયાન વધતી જાય છે શ્રી ઉમરવાડિયા મોગલ જમાનાના વાતાવરણને અમુક વાતોમા તાદૃશ કરે છે અને સૌ. લીલાવતી મુનશીની ઘણીયે વાર્તાઓમા સુશિક્ષિત સ્ત્રીઓ અને તેમનુ દૃષ્ટિબિંદુ તરવરી રહે છે. વાર્તા કહેવાની કલા પણ વિકસતી જતી આ વાર્તાકારોમાં દેખાય છે. પણ વિષય, આયોજનકલા, જીવનદર્શન, સર્વેમા ચમત્કારક વિકાસ દર્શાવતો, સુરેખ સંપૂર્ણ આકૃતિવાળી અને હૃદયને હલાવી નાખે એવા વસ્તુવાળી વાર્તાનો કલાકાર હજી ગુજરાતી ટૂંકી વાર્તાના સાહિત્યમા આવ્યો નથી. મલયાનિલ છે, મુનશી છે, ધનસુખલાલ, બ. ક. ઠાકોર, બટુભાઈ, લીલાવતી મુનશી, ઇન્દુલાલ યાજ્ઞિક ('કુમારના સ્ત્રીરત્નો')—બધા યે છે, પણ મુગ્ધ બનીને જે વાર્તાઓને વર્ષો સુધી વાચકો વિવેચકો જોયા કરે, વાંચ્યા કરે એવો વાર્તાકાર ૧૯૨૫ સુધી ગુજરાતે સર્જ્યો નથી ને ત્યાસુધી ગુજરાતી સાહિત્યમાં ટૂંકી વાર્તાનો સર્વદેશીય વિકાસ શક્ય નથી

૧૯૨૬માં એ આવે છે, ગુજરાતી વાર્તાસાહિત્યના અવકાશમા તેજના તણખાઓ વેરતો. એ છે શ્રી ગૌરીશંકર ગોવર્ધનરામ જોષી—ધૂમકેતુ. શ્રી. ધૂમકેતુનુ 'તણખા' મંડળ ૧ લાનુ પ્રકાશન આપણા

ફુલામાં લાગણીઓનો આવેગ છે, ભાવનાઓનો ધસમસાટ છે, આદર્શોના મથન છે. કવિની ઊર્મિમયતા—ઊર્મિલ કહી શકાય એટલી હદે પહોંચી જતી, અસ્વાભાવિક લાગે એવી પરિસ્થિતિ યે તેમની પાસે સર્જાવતી—એમનામાં છે, પણ ફિલસૂફની તટસ્થતા—"લાગણીના પ્રવાહમા ખેંચાઈ જઈ સયમ ન વીસરવો એ"*—વાળા વાર્તાકારની હજી બે વર્ષ ગુજરાતે રાહ જોવાની છે.

૧૯૨૮મા એ આવે છે. તેમનું નામ છે શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક તેમણે પોતાના નામમા આવતા બે 'ર'કાર પરથી પોતાનું તખ્લ્લુસ "દ્વિરેફ" રાખ્યું છે અને વાર્તાઓના સગ્રહને પણ "દ્વિરેફની વાતો" એવું સાદું સીધું નામ એમણે આપ્યું છે, જેથી વારેવારે વાર્તાના સગ્રહો બહાર પાડતી વખતે નવા નવાં નામ પાડવાની તકલીફમાથી બચી જવાય. તેમની વાર્તાઓની શૈલી સીધી, સાદી, સરળ છે. વસ્તુ જીવનમા હરહંમેશ બનતા બનાવોમાથી ઝાઝે ભાગે લીધેલું હોય છે. તેમની વાર્તાઓમા આવેશ નથી, ઉદ્રેક નથી. છતા ૧૯૨૬મા શ્રી. ધૂમકેતુના "તણખા" મડળ ૧લાના પ્રકાશનની માફક ૧૯૨૮માં પ્રસિદ્ધ થયેલ "દ્વિરેફની વાતો" ભાગ ૧લાનુ પ્રકાશન પણ આપણા ટૂંકી વાર્તાના સાહિત્યમા એક ચમત્કારક બનાવ (event) રૂપ બની જાય છે.

શ્રી. દ્વિરેફની લખાવટ શાત, સ્વસ્થ, તટસ્થ છે પરતુ એમની દૃષ્ટિ વેધક છે. તેમાંથી કશું છટકી જતુ નથી. નાનામા નાની વસ્તુ પણ પોતાની અંદર રહેલુ રહસ્ય તેમની કને સ્પષ્ટ કર્યા વિના ગૂમ થઈ શકતી નથી, અને એકવાર પકડાયા પછી કલાસ્વરૂપ પામ્યા વિના અને એમ જગતની સંમુખ થયા વિના તેનો ઉપાય રહેતો નથી. તેઓ પોતે તદ્દન સ્વસ્થ રહીને ઘેરો કરુણ ચીતરી શકે છે, હસના અને હસાવતા જતા હોવા છતાં એ હાસ્યની પ છળ લગભગ

*શ્રી રસિકલાલ પરીખ. દ્વિરેફની વાતો ભાગ ૧ લો, ઉપોદ્ઘાત, પૃ. ૩૭

દરેક ઠેકાણે છુપાઈ રહેલા "એકાદ આંસુના બિન્દુ"×નું સૂચન કરીને રસાસ્વાદ કરાવી શકે છે.

તેમની પાત્રસૃષ્ટિ પણ વિધવિધ છે—ખેમી ભંગડીથી માડી ક્યાંની ક્યા સુધી તે વિસ્તરેલી છે?—વિષયોનો પટ વિસ્તૃત છે, કલા-સંવિધાન અનોખી કુશળતાભર્યું છે શ્રી ધૂમકેતુની વાર્તાઓની જેમ સૂક્ષ્મરૂપે નહિ પણ સ્પષ્ટ સ્વરૂપે મહાત્મા ગાંધી, તેમના વિચારો, તેમની ચળવળ વગેરેની અસર તેમની વાર્તાઓએ ઝીલી છે. જીવનને જોવા, જાણવા, મૂલવવાની મહાત્માજીએ આપેલી નવી દૃષ્ટિ, તેમણે કરી દીધેલ મૂલ્યોનું આમૂલાગ્ર પરિવર્તન શ્રી દ્વિરેફની વાર્તાઓમાં સૂક્ષ્મ કલાવિધાન પામે છે. તેમની વાર્તાઓમાંયે ગરીબી આવે છે, ગામડા આવે છે, નીચલા થરના પાત્રો આવે છે, તેમના સુખદુ:ખ આવે છે, તેમનુ ગૌરવ આવે છે. નિર્દંશ હાસ્ય અને શારી નાખે એવો કટાક્ષ એમના શસ્ત્રાગારના અમોઘ શસ્ત્રો છે. જીવનના ગહન પ્રશ્નોને તે શાંત સ્વસ્થ રીતે સ્પર્શ કરી અત્યત વેધક બનાવી મૂકે છે. કટાક્ષ અને હાસ્ય, કરુણ અને દાંપત્યનો પ્રસન્ન શૃંગાર, બધુયે સર્જવુ એમને સહજ છે—જો કે જેમ કવિની ઊર્મિમયતા શ્રી. ધૂમકેતુની વાર્તાને ઊર્મિલ બનાવી દે છે તેમ ફિલસૂફનુ તાટસ્થ્ય શ્રી. પાઠકની વાર્તાને યે ક્યાંક ક્યાંક ઠંડી, ક્યાંક કોઈ તર્કના કોયડાનો ઉકેલ કરતી હોય તેવી બનાવી દે છે: તે ખરુ છે, પણ તે છતા શ્રી. પાઠકના આગમને શ્રી ધૂમકેતુએ પુષ્ટ કરેલ ગુજરાતી વાર્તાસાહિત્યને સર્વાંગે સુરેખ બનાવ્યુ. શ્રી. ધૂમકેતુના રંગદર્શી તત્ત્વે સમૃદ્ધ બનેલી આપણી વાર્તાકલા શ્રી. પાઠકના વાસ્તવ-લક્ષી વલણથી વળી ઓર દીપી ઊઠી. એ બન્નેના પુસ્તકોના પ્રકાશન પછી ગુજરાતી વાર્તાસાહિત્ય "ઠીક" કે "સામાન્ય" કહેવાતું મટી ગયું.

× શ્રી. રસિકલાલ પરીખ : દ્વિરેફની વાતો ભાગ ૧ લો, ઉપોદ્ઘાત, પૃ. ૩૧.

એ બન્નેમાં—શ્રી. ધૂમકેતુ અને શ્રી. પાઠકમાં—વાર્તાકાર તરીકે આટલી ભિન્નતા હોવા છતાં સામ્ય પણ કેટલું બધું છે ? કોઈ અભ્યાસી વિવેચકે એ બન્ને કલાકારોનો સ્વતંત્ર અભ્યાસ કરી વિવેચન કરવા જેવો એ વિષય છે. ટૂંકી વાર્તાના ગુજરાતી સાહિત્યમાં એમનો બન્નેનો ફાળો એટલે જબરજસ્ત છે કે આજે પણ—શ્રી. ધૂમકેતુએ તો નવલકથા લખવા તરફ વળી જઈ ટૂંકી વાર્તા લખવી બંધ કરી હોવા છતાં* અને શ્રી. પાઠક પણ કોઈક જ વાર એ લખતા રહ્યા હોવા છતાં,—ગુજરાતી વાર્તાનો વિચાર કરતાં યાદ આવતા પહેલાં નામ તો શ્રી. ધૂમકેતુ અને શ્રી. પાઠકનાજ છે અને વર્ષો સુધી એજ રહેવાનાં એ નિઃસંશય.

પણ આ વર્ષો દરમિયાન, એટલે કે ૧૯૨૩ થી ૧૯૨૮ દરમિયાન આપણા વાર્તાસાહિત્યમા તદ્દન જુદી જ દિશાએથી એક નવીન બળનો પ્રવેશ થયો હતો તે કહેવાનું તો રહી જ ગયું. તે બળ હતુ “સૌરાષ્ટ્રની રસધાર”નું પ્રકાશન. ઝવેરચંદ મેઘાણી નામનો એક જુવાન માણસ—જેના નામની સામે આજે “સ્વર્ગવાસી” શબ્દ મૂકતાં કલમ પણ અટકી જાય છે—સૌરાષ્ટ્રના ગામે ગામે, સીમાડે સીમાડે ભટકી ભટકી, ત્યાના લોકોના હૃદયમા અને તેમની જીભ ઉપર જીવતી રહેલી કેટલી યે કથાઓ વીણી લાવ્યો હતો. ૧૯૨૩–૨૪–૨૫–૨૬–૨૭. એ પાચ વર્ષમા તેણે એ કથાઓના પાચ ભાગ ગુજરાતને ચરણે ધર્યા. આપણા જીવનમાં વસ્તુ નથી, રસ નથી, વૈવિધ્ય નથી, શૌર્ય નથી, એમ માનનાર બુદ્ધિજીવીઓને આપણુ તળપદુ જીવન કેટલું સજીવ, સમૃદ્ધ છે તેનુ તેણે ભાન કરાવ્યું. ગુજરાતી ટૂકી વાર્તાના સાહિત્યમા નહિ, પણ આખા યે ગુજરાતના સાહિત્યમા એ જુવાનનું એ ભ્રમણ અને વાર્તા, કવિતા, વીરત્વ વગેરેની એની શોધનુ એની

* હમણા હમણા જાહેરાતોમા જાણવા મળે છે કે શ્રી ધૂમકેતુ ટૂંકી વાર્તાઓ લખતા રહ્યા છે અને તેના નવો ફાલ ટૂંક સમયમાં જ પ્રસિદ્ધ કરવાના છે. (તા. ૧-૧૨ ૪૭).

પોતાની પ્રાણ છલકતી વાણીમાં એણે રચેલુ સાહિત્ય અમર રહેવા સર્જાયું છે.

એ જ સ્વ. ઝવેરચંદ મેઘાણીએ ૧૯૩૧–૩૨–૩૩મા લખેલી પોતાની મૌલિક વાર્તાઓના "ચિતાના અંગારા" ભાગ ૧–૨ તથા "આપણા ઉંબરમાં" નામના નાના સંગ્રહો પ્રસિદ્ધ કર્યા ત્યારે કશીક નવી અસર આપણા વાર્તાસાહિત્યમા દાખલ થઈ રહી હતી તે સહેજે જણાઈ આવતું હતુ. શ્રી મેઘાણીના પોતાનાજ શબ્દોમાં કહીએ તો "આ બધા સંગ્રહો અણસરખા હતા"× તેમાં કલાની માત્રા ચડતી ઊતરતી હતી છતાં 'ભૂરાઈના દ્વાર પરથી' જેવી સુંદર વાર્તામાં કે 'ગંગા તને શું થાય છે?' જેવી પ્રચારાત્મક વાર્તામાં, ગામડીઆંઓના કે ગરીબોના જીવનને વાર્તામા ગૂંથી લેવા ઉપરાંત એક જુદી જ ભાવના કાર્ય કરી રહી હોય તેમ દેખાઈ આવતું હતું. એ પછી ચાર પાંચ વર્ષે ૧૯૩૬–૩૭–૩૮માં પ્રથમ 'પ્રસ્થાન', 'કૌમુદી' વગેરે માસિકોમા (સમર્થ ટૂંકી વાર્તાઓ ગુજરાતી સાહિત્યમાં પ્રસિદ્ધ કરવામાં આ બધા માસિકોનો મોટો ફાળો છે) અને પછી સ્વતંત્ર સંગ્રહોમા પ્રસિદ્ધ થયેલી કેટલાક સમર્થ જુવાન વાર્તાકારોની વાર્તામાં, અને એ પહેલાં એમાના કેટલાકની કવિતામાં અત્યંત વેધક, કલાત્મક સ્વરૂપમાં એ ભાવના ગૂથાઈ ગઈ ત્યારે એ નવી અસર સ્પષ્ટ સ્વરૂપે અભિવ્યક્તિ પામી ગઈ અને ચર્ચાવા લાગી.

એ નવી અસર તે રશિયાની સમાજવાદી ક્રાંતિની. આમ તો રશિયામાં ક્રાતિ છેક ૧૯૧૭મા થઈ પણ થોડાં વર્ષો સુધી આંતરવિગ્રહમાં રિબાઈ, પરદેશી આક્રમક સત્તાઓનો સામનો કરી, પાંચ-પાંચ વર્ષોની જંગી યોજનાઓ પસાર કરી હવે તો એ ટકી રહેનરું

× મેઘાણીની નવલિકાઓ. ખંડ પહેલો : ખુલાસો

એ બન્નેમાં—શ્રી. ધૂમકેતુ અને શ્રી. પાઠકમાં—વાર્તાકાર તરીકે આટલી ભિન્નતા હોવા છતાં સામ્ય પણ કેટલુ બધું છે? કોઈ અભ્યાસી વિવેચક એ બન્ને કલાકારોનો સ્વતંત્ર અભ્યાસ કરી વિવેચન કરવા જેવો એ વિષય છે. ટૂંકી વાર્તાના ગુજરાતી સાહિત્યમા એમનો બન્નેનો ફાળો એટલે જબરજસ્ત છે કે આજે પણ—શ્રી. ધૂમકેતુએ તો નવલકથા લખવા તરફ વળી જઈ ટૂંકી વાર્તા લખવી બધ કરી હોવા છતાં* અને શ્રી. પાઠક પણ કોઈક જ વાર એ લખતા રહ્યા હોવા છતા,—ગુજરાતી વાર્તાનો વિચાર કરતાં યાદ આવતા પહેલાં નામ તો શ્રી. ધૂમકેતુ અને શ્રી. પાઠકનાં જ છે અને વર્ષો સુધી એ જ રહેવાનાં એ નિસંશય.

પણ આ વર્ષો દરમિયાન, એટલે કે ૧૯૨૩ થી ૧૯૨૮ દરમિયાન આપણા વાર્તાસાહિત્યમાં તદ્દન જુદી જ દિશાએથી એક નવીન બળનો પ્રવેશ થયો હતો તે કહેવાનું તો રહી જ ગયું. તે બળ હતુ "સૌરાષ્ટ્રની રસધાર"નું પ્રકાશન. ઝવેરચંદ મેઘાણી નામનો એક જુવાન માણસ —જેના નામની સામે આજે "સ્વર્ગવાસી" શબ્દ મૂકતાં કલમ પણ અટકી જાય છે—સૌરાષ્ટ્રના ગામે ગામે, સીમાડે સીમાડે ભટકી ભટકી, ત્યાના લોકોનાં હૃદયમા અને તેમની જીભ ઉપર જીવતી રહેલી કેટલી યે કથાઓ વીણી લાવ્યો હતો ૧૯૨૩–૨૪–૨૫–૨૬–૨૭. એ પાંચ વર્ષમા તેણે એ કથાઓના પાચ ભાગ ગુજરાતને ચરણે ધર્યા. આપણા જીવનમા વસ્તુ નથી, રસ નથી, વૈવિધ્ય નથી, શૌર્ય નથી, એમ માનનાર બુદ્ધિજીવીઓને આપણું તળપદું જીવન કેટલું સજીવ, સમૃદ્ધ છે તેનું તેણે ભાન કરાવ્યું. ગુજરાતી ટૂંકી વાર્તાના સાહિત્યમા નહિ, પણ આખા યે ગુજરાતના સાહિત્યમાં એ જુવાનનું એ ભ્રમણ અને વાર્તા, કવિતા, વીરત્વ વગેરેની એની શોધનુ એની

* હમણા હમણા અહેવાલોમા જાણવા મળે છે કે શ્રી ધૂમકેતુ ટૂંકી વાર્તાઓ લખતા રહ્યા છે અને તેના નવો ફાલ ટૂંક સમયમાં જ પ્રસિદ્ધ કરવાના છે. (તા. ૧-૧૨ ૪૭)

પોતાની પ્રાણ છલકતી વાણીમાં એણે રચેલું સાહિત્ય અમર રહેવા સર્જાયું છે.

એ જ સ્વ. ઝવેરચંદ મેઘાણીએ ૧૯૩૧–૩૨–૩૩મા લખેલી પોતાની મૌલિક વાર્તાઓના "ચિતાના અંગારા" ભાગ ૧–૨ તથા "આપણા ઉંબરમાં" નામના નાના સંગ્રહો પ્રસિદ્ધ કર્યા ત્યારે કશીક નવી અસર આપણા વાર્તાસાહિત્યમાં દાખલ થઈ રહી હતી તે સહેજે જણાઈ આવતું હતું. શ્રી. મેઘાણીના પોતાનાજ શબ્દોમાં કહીએ તો "આ બધા સંગ્રહો અણસરખા હતા"× તેમાં કલાની માત્રા ચડતી ઊતરતી હતી છતા 'ખૂરાઈના દ્વાર પરથી' જેવી સુંદર વાર્તામાં કે 'ગગા તને શું થાય છે?' જેવી પ્રચારાત્મક વાર્તામાં, ગામડીઆંઓના કે ગરીબોનાં જીવનને વાર્તામા ગૂંથી લેવા ઉપરાંત એક જુદી જ ભાવના કાર્ય કરી રહી હોય તેમ દેખાઈ આવતું હતું. એ પછી ચાર પાંચ વર્ષે ૧૯૩૬–૩૭–૩૮માં પ્રથમ 'પ્રસ્થાન', 'કૌમુદી' વગેરે માસિકોમા (સમર્થ ટૂકી વાર્તાઓ ગુજરાતી સાહિત્યમાં પ્રસિદ્ધ કરવામા આ બધા માસિકોનો મોટો ફાળો છે) અને પછી સ્વતંત્ર સંગ્રહોમા પ્રસિદ્ધ થયેલી કેટલાક સમર્થ જુવાન વાર્તાકારોની વાર્તામા, અને એ પહેલાં એમાના કેટલાકની કવિતામાં અત્યત વેધક, કલાત્મક સ્વરૂપમા એ ભાવના ગૂંથાઈ ગઈ ત્યારે એ નવી અસર સ્પષ્ટ સ્વરૂપે અભિવ્યક્તિ પામી ગઈ અને ચર્ચાવા લાગી.

એ નવી અસર તે રશિયાની સમાજવાદી ક્રાંતિની. આમ તો રશિયામાં ક્રાંતિ છેક ૧૯૧૭માં થઈ પણ થોડાં વર્ષો સુધી આંતરવિગ્રહમાં રિબાઈ, પરદેશી આક્રમક સત્તાઓનો સામનો કરી, પાંચ-પાંચ વર્ષોની જગી યોજનાઓ પસાર કરી હવે તો એ ટકી રહેનરું

× મેઘાણીની નવલિકાઓ. ખડ પહેલો : ખુલાસો

થઇ છે એ વાત સિદ્ધ તો છેક ૧૯૨૮–૨૯માં થવા પામી. નવી સમાજરચના, નવા આદર્શો, નવી ધરતી અને નવું સ્વર્ગ, જુવાનોની નજર સામે રમવા લાગ્યાં. રશિયા અને એનો અભિનવ પ્રયોગ, એની સમાનતાની ભાવના અને સમાજના દરેક ક્ષેત્રના પરિવર્તનના એના ક્રાંતિકારી વિચારો હરેક યુવાન દિલને પોતા તરફ આકર્ષવા લાગ્યા.

૧૯૨૮–૨૯મા એ વિચારોની ધારા અહીં વહેવા લાગી અને ૧૯૩૦–૩૨માં ગાંધીજીની સત્યાગ્રહની ચળવળને લીધે હજારો માણસો જેલમાં પુરાયા. ત્યાં વાંચવા વિચારવાનો એ લોકોને ખૂબ સમય મળ્યો. નવા વિચારોની ધારાથી તરબોળ બનીને તેમાંથી થોડાએક જુવાનો બહાર આવ્યા. આ નવી ભાવનાઓને તેમણે કવિતામાં ગાઈ, વાર્તાઓમા ગૂથી લીધી. આકારમાં સુંદર બની ગયેલા, વિષયોમાં વૈવિધ્ય માણતા, અંતસ્તત્ત્વમાં પણ ગહનતાનો આગ્રહ રાખતા આપણા વાર્તાસાહિત્યની સીમાઓ આ અસરે વિસ્તારી દીધી.

એ સીમાઓ એ સમય દરમિયાન બીજી દિશામાં પણ વિસ્તરી. એના બીજ પણ આ ૧૯૩૦–૩૨ની ચળવળના ગિરફતારીના કાળમાં જ પડ્યાં હતાં. એક બાજુ રાજ્યદ્વારી ક્રાંતિકારી વિચારો અને તેનું વાચન વધતુ જતું હતું તો બીજી બાજુ માનસશાસ્ત્ર અને માનસવિશ્લેષણની ક્રાંતિકારી શોધખોળોએ પેદા કરેલું આકર્ષણ પણ વધતું જતુ હતુ. એ વિશે પણ ખૂબ વંચાયું, વિચારાયું. એ અસરનો પરિપાક પણ છેક ૧૯૩૭–૩૮મા પ્રસિદ્ધ થતી વાર્તાઓમાં સ્પષ્ટ જોઈ શકાય છે.

એ બધાનું એક પરિણામ એ આવ્યું કે આપણી વાર્તા વધારે વાસ્તવદર્શી બની, જીવનની વિષમતાઓને વધારે સ્પર્શતી બની. શ્રી. મેઘાણીની એ કાળની વાર્તાઓમાં એની શરૂઆત દેખાય છે. તેમના ૧૯૩૫મા પ્રસિદ્ધ થયેલ "ધૂપછાયા"માં પણ થોડા ઘણા

પ્રમાણમાં એ છે. એ જ અરસામાં ૧૯૩૪–૩૫મા પ્રસિદ્ધ થયેલ શ્રી. સ્નેહરશ્મિના વાર્તાસંગ્રહો પોતાની કવિત્વમયતાથી અને મહાત્માજીની વિચારસરણીની અસર નીચેની આકર્ષક વાતોથી ધ્યાન ખેંચે છે. શ્રી. રમણલાલ દેસાઈએ એ પછીના કાળમા લખેલી ટૂંકી વાર્તાઓ પોતાની કુમાશથી ધ્યાન ખેંચે છે, પણ પેલી અસરનો કલાત્મક પરિપાક તો ૧૯૩૬થી ૧૯૪૦ સુધીમાં પ્રસિદ્ધ થએલ શ્રી. ઉમાશંકર જોષી તથા શ્રી સુંદરમ્‌ના વાર્તાસંગ્રહોમાં જ જોવામાં આવે છે.

પરંતુ શ્રી. ઉમાશંકર જોષી અને શ્રી. સુંદરમ્‌ની નજીક આવતાં આપણે છેક આપણા કાળ પર્યંત આવી જઈએ છીએ. બન્ને હજી જુવાન છે, અનેક શક્યતાઓથી ભરેલા છે. તેમની વાર્તાઓ તેમની લાક્ષણિકતાઓ વ્યક્ત કરે છે જ પણ તેમનામા રહેલી અનેક શક્યતાઓ હજી તેમની પાસે નિતનિત નવાં રૂપોવાળી કૃતિઓ સર્જાવે છે 'ખોલકી' જેવી વાસ્તવવાદની લાક્ષણિક વાર્તા આપ્યા પછી હવે શ્રી. સુંદરમ્ આધ્યાત્મિક રહસ્યો ચર્ચતી વાર્તાઓ સર્જે છે અને અમુક વર્ષોથી ટૂંકી વાર્તા લખવાનુ ઓછું કરી નાખ્યા પછી શ્રી. ઉમાશંકર ફરી પાછા વાર્તાલેખન તરફ વળ્યા છે. એટલે અગાઉ જોઈ ગયેલા વાર્તાલેખકોને જે રીતે આપણે ચર્ચી શક્યા એ રીતે હવે પછીના લેખકો વિશે ચર્ચા કરવી શક્ય નથી.

વાર્તાના વિષયોનું આકર્ષક વૈવિધ્ય, જીવન પ્રત્યેની અભિનવ દૃષ્ટિ, ગામડાઓના જીવનનું સબળ, સચોટ આલેખન એ આ બન્ને વાર્તાકારોનાં સામાન્ય લક્ષણો છે. સંવિધાનની પ્રયોગશીલતા એ શ્રી. ઉમાશંકરની વાર્તાનુ આગવું લક્ષણ છે તો જાતીય પ્રશ્નોને વિધવિધ દૃષ્ટિબિંદુથી જોવાનું શ્રી. સુંદરમ્‌ની વાર્તાને ગમે છે. ગુજરાતી સાહિત્યને

આ બન્ને સમર્થ સર્જકો હજીયે વિશેષ સમૃદ્ધ બનાવશે એમા શંકા નથી.

અને આપણા કાળની ગમે એટલા નજીક આવ્યા હોઈએ છતાં શ્રી. પન્નાલાલ પટેલનો માનભર્યો ઉલ્લેખ કર્યા સિવાય શી રીતે રહી શકાય? છેક ૧૯૪૦મા તેમનો પ્રથમ વાર્તાસંગ્રહ "સુખદુ:ખનાં સાથી" પ્રસિદ્ધ થયો. પણ ત્યારથી તે આજ સુધી તેમની વાર્તાધારા અવિરત વર્ષ્યા જ કરી છે. તેમની વાર્તાઓમા ગામડાંઓનો આખો એક સમાજ સર્જાયો છે. આપણે જોયું છે તેમ શ્રી ધૂમકેતુના સમયથી ગામડુ આપણી ટૂંકી વાર્તામાં આવ્યું છે, પણ આટલી વ્યાપક રીતે, તેના એકેએક અગમાં ગામડાને ગુજરાતી સાહિત્યમા જીવતુ જાગતું કરનાર તો શ્રી. પન્નાલાલ પટેલ જ છે.

આ ગામડાંની વાત યાદ આવતા ગામડાઓને પોતાની કૃતિઓમાં સારા-પ્રમાણમા રજૂ કરનાર ત્રણ જુદા જુદા સર્જકોનુ ગામડાં તરફનું વલણ કેટલુ કેટલુ ભિન્ન છે તે જોઈ લેવાની લાલચ રોકી શકાતી નથી એ ત્રણ સર્જકો તે શ્રી ધૂમકેતુ, શ્રી. ઉમાશકર તથા શ્રી પન્નાલાલ. ત્રણેમાં ગામડાં આવે છે, ત્રણેનો ગામડાઓનો જાત-અનુભવ છે, પણ શ્રી. ધૂમકેતુનું ગામડા પ્રત્યેનુ વલણ ગુણદર્શી છે શ્રી. ઉમાશંકરનું ગામડાના કલેશ, દુર્ગુણ તેની નાની મોટી નિર્બળતાઓનું દર્શન કરાવનારું છે (ખાસ કરીને એમના એકાંકી નાટકોમાં) અને શ્રી પન્નાલાલ પટેલનું પૂર્ણ સમભાવયુક્ત, એક પ્રણયીનું હોય તેવુ છે.

પણ આ તો આપણે આડે ઊતરી ગયા. શ્રી. પન્નાલાલ પટેલ વિશે જ વાત કરીએ તો યે હજી તો નવાં નવાં સર્જનો સર્જાવતી તેમની કલા કેટલી ફૂલશે ફાલશે તે જાણ્યા પહેલાં તેમને વિશે યે આથી વિશેષ તો આ નાનકડાં નિબધમાં શું કહી શકાય?

અને આ ઉપરાંત પણ કેટલાં બધાં લેખક–લેખિકાઓ પોતપોતાની રીતે આપણી વાર્તાસાહિત્યની વાડીને લીલીછમ રાખી રહ્યાં છે?

એમની વિશાળ સંખ્યામાંથી સહેજે નજરમાં આવે એવા નામો પણ કેટલાં બધાં છે? મુરબ્બીઓમા જોઈએ તો શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ, શ્રી રસિકલાલ પરીખ અને શ્રી ગુણવતરાય આચાર્યના નામ સહેજે સ્મરણમાં આવે છે, અને જુવાનોમાં તો.....

શ્રી. કિશનસિહ ચાવડાની કવિત્વમયશૈલીવાળી વિધવિધ પાત્રો અને વિધવિધ પ્રદેશોની વાતો, નીચલાં થરના પાત્રોની માનવતાવાળી શ્રી દુર્ગેશ શુકલની કલાત્મક વાર્તાઓ, અનેક શક્યતાઓથી ભરેલી, કાઠિયાવાડના ગામડાનાં પાત્રો કે ત્યાના મધ્યમ વર્ગનાં પાત્રોમા એકસરખી આસાનીથી ઘૂમતી અને તેમની સબળ, સચોટ ભાષાશૈલીને આગળીને ટેરવે રમાડતી શ્રી. ચુનીલાલ મડિયાની વાર્તાઓ, શ્રી. નાથાલાલ દવેની કવિત્વમય અને શ્રી કરસનદાસ માણેકની કલાની કરામતવાળી વાર્તાઓ ... કેટલા બધા નામો ગણાવી શકાય?

અને તો યે રંગીલી વાર્તાશૈલીવાળા શ્રી. જિતુભાઇ મહેતાને કેમ ભૂલી જવાય? શ્રી. જિતુભાઈ યાદ આવતા શ્રી બકુલેશ યાદ આવે અને "ફેરા"ના લેખક ડૉ. જયત ખત્રી અને તેમની લાક્ષણિક વાતો પણ યાદ આવે જ. ગાંધીવાદી શ્રી સોપાન અને સામ્યવાદી બિરાદર ભોગીલાલ ગાધી કે સ્વપ્નસ્થ, 'પદ્દ્ધ્વનિના' કર્તા શ્રી. ભવાનીશંકર વ્યાસ અને 'ઉત્તરા'ના લેખક શ્રી જયંતિ દલાલ, 'પાખવિનાના'ના સમભાવી આલેખક શ્રી ઉમેદભાઈ મણિયાર, શ્રી ગોવિંદભાઈ અમીન, શ્રી. ઇશ્વિર પેટલીકર, શ્રી. મુરલી ઠાકુર. શ્રી ચદુલાલ પટેલ, શ્રી અશોક હર્ષ અને શ્રી નિરુ દેસાઈ... ..કેટલા કેટલા નામો હૈયે ચડી આવે છે? મૌલિક વાર્તાઓના પુસ્તક પ્રગટ કરનાર સ્ત્રીઓ શ્રી. વિનોદિની નીલકંઠ અને શ્રી જ્યોત્સ્ના ખડેરિયાના નામ નોંધ્યા પછી પણ કેટલા નામો બાકી રહી જાય છે? માસિકો અન સામયિકો દ્વારા આપણા ટૂંકી

વાર્તાના સાહિત્યને હરહંમેશ નવપલ્લવિત રાખનારા લેખકો પણ કેટલા બધા છે?

આ બધું એ આધુનિક સાહિત્યપ્રકાર પ્રત્યેનો સર્જકોનો પ્રેમ અને તેનું ઉજ્જ્વલ ભાવિ સૂચવે છે. હજીયે ઉત્તરોત્તર ઉત્તમ સર્જનો અને ઉત્તમ સર્જકો આ પ્રકારને મળતા રહે એવી આશા સાથે આપણે યે ઇચ્છીએ કે:

"અને મ્હાનારની કોઇ કમીના ન હજો તને"

વિલેપાર્લે
તા. ૪-૫-૧૯૪૭.

ગુલાબદાસ બ્રોકર

# ૩ ગોવાલણી

## મલયાનિલ

તે ઘણી જ જુવાન હતી કોઈને પંદર વર્ષની ઉમરે અધર પર ગુલાબ ફરકે છે. કોઈક તો સત્તર અઢાર વર્ષે આખમાં ચમક ચમકાવે છે એને સોળમી શરદે કઠમા કોયલ ટહૂકતી હતી નિર્દોષતાએ હવે રજા લેવા માડી હતી. નાનપણ હવે ખૂબસૂરતીને જગ્યા આપતુ હતુ ઊઘડતી કળી હવે તસતસતી હતી.

નહોતી કેળવાએલી તો યે જબરી ચચળ હતી. નહોતી શહેરની તો યે શિષ્ટ લાગતી હતી. નહોતી ઉચ્ચ વર્ણની તો યે ગોરી હતી. આંખે આવીને ભ્રમર બેઠા હતા કીકીમાં તીરની ધાર હતી. ગાલમા ગુલાબ છવરાયા હતા.

માથા ઉપર પિત્તળની ઝળકતી તામડી મૂકી ભાગોળેથી ગામમા પેસે ત્યારે જાણે લક્ષ્મી પ્રવેશી 'દૂધ લેવું સે, દૂ......ધો'નો ટહૂકો શેરીએ શેરીએ સભળાય અને દાતણ કરતુ સૌકોઇ એની સામુ જુએ પુરુષોને શુભ શુકન થતા સ્ત્રીઓને ઇર્ષ્યા આવતી

એ ગુજરાતની ગોવાલણી હતી સવારના પહોરમાં પોતાને ગામડેથી નીકળતી. તાજાં દોહેલાં દૂધ ભરી અમારા ગામમા આવતી. સૌ કોઇને એનુ દૂધ લેવાનુ મન થાય. એનું 'દૂધ લેવું સે, દૂ...ધો' સાભળતાં શેરીની સ્ત્રીઓ ઝટ પથારીમાંથી ઊભી થાય.

એ હમેશાં રાતો સાલ્લો—જાડો પણ સ્વચ્છ, નવો ને નવો સાચવી પહેરતી. એને પીળી પટ્ટીની કોર હતી અને કાળો પાલવ હતો. હાથમાં દાંતનાં રૂપાની ચીપવાળા ભારે ‘બલૈયાં’ પહેરતી. પગે જાડાં કલ્લાં ઘાલતી. નાકમાં નથની અને કાનમાં નખલી. આંગળીએ રૂપાના વેઢ. ગળામાં ટૂંપીઓ અને ફીડીઆસર. આ એનાં આભૂષણો હતાં. માથે જરા ઘૂમટો તાણતી તેથી એના વાળ કેવા હશે તેની કોઈને ખબર ન હતી. એ ઓળતી હશે, સેંથીમા કકુ પૂરતી હશે, એ કલ્પના જ એની ખૂબસૂરતીમા ઉમેરો કરી આપતી હતી.

હુ એના આવવાને વખતે જ ઓટલા પર દાતણ કરવા બેસતો. સામેથી દેખાય ત્યારે નફટ થઈ એકી ટશે એની સામે જોતો. એ બિચારી શરમાય, નજર નીચી ઢાળી દે, પણ બીજી નવેલીઓની માફક એની ચાલ નહોતી બદલાતી; ધ્રુજારો નહોતો છૂટતો હાથ વાંકાચૂંકા નહુતા ઊછળતા. શાંત અને ગભીર થઈ હમેશનો ‘દૂધ લેવું સે, દૂ. ...ધો’નો રણુકાર કર્યાં કરતી.

મારી પત્નીને હુ રોજ કહુ કે ‘આ ગોવાલણી પાસેથી તું દૂધ કેમ નથી લેતી? હમેશાં ‘બૂન! દૂધ લેવું સે?’ કહી એનુ મોં દુખી જાય છે અને તને તેની જરા પણ દરકાર નથી.’

કોણ જાણે શાથી, પણ જ્યારથી એને જોઈ હતી ત્યારથી મને દિલમાં કંઈક અજબ લાગણી થઈ આવી હતી પરાણે પણ હું મારે ઘેર એનું દૂધ લેવડાવુ. એને થોડી વાર મારે આંગણે બેસાડુ. અને લાગ આણી મારી સામે જોવડાવુ આવી કોમલાંગના છતા ભરવાડણ કેમ જન્મી! એના કોમળ જણાતા બદન ઉપર આવુ જાડુ વસ્ત્ર કેમ રહી શકતુ હશે! ઈશ્વર પણ જોયા વગર જ જન્મ આપે છે ને?

તે દિવસે જ મને થયું કે હુ ભરવાડ જન્મ્યો હોત તો ઠીક થાત! મને તળાવના કાંઠા પર ઊભા રહી વાંસળી વગાડતા આવડતી

હોત તો સારું થાત ડચકારતો ડચકારતો ગામને સીમાડે ઢોરની વચ્ચે ડાંગ પર શરીર ટેકવી, માથે મોટું ફાળીઉં બાંધી ગીત લલકારતો હોત તો ઘણું ગમત એ ગામડાનુ પણ કાનુડાનું જીવન હતું. ગાંડો બનાવનાર ગોવાલણી પણ રાધાની જાતવાળી!

વારંવાર એનું સૌંદર્ય જોવાથી મારા મન પર એની માઠી અસર થઈ. એની ગભીર પણ કારી આંખ પર મારું દિલ લલચાયું. એની પાછળ હુ શેરીમા ભટકું ને એ પછી કયા જાય છે તે જોઉં એમ હૃદય ગોઠવણ કરવા લાગ્યું.

એક દિવસ તો આઠ વાગ્યાનો ડંકો થયો તેવો જ હુ ઊઠ્યો અને આડુઅવળું જવાનું છોડી દઈ ગામને દરવાજે જઈ ઊભો રહ્યો. દૂધ વેચીને ઘેર જવા એ હમણા જ આવશે ત્યારે અજાણ્યો થઇ એની પાછળ પાછળ જઈશ. લાગ આવશે કે તરત જ એને પૂછીશ કે તું કોણ છે? તારી આ આંખોમા શું છે? તારી ગોવાલણીની જાતમા આવી બેભાન કરે તેવી પરીઓ છે?

સવાલ ગોઠવતો હું દરવાજે જઇ ઊભો રહ્યો એટલામા બન્ને હાથમાં પૈસા ગણતી, ખાલી પડેલી દૂધની તામડીઓને માથે અદ્ધર રાખી સીધી ડોકે પણ નીચી નજરે ચાલતી ચાલતી એ દરવાજાની બહાર નીકળી હુ પાછળ પાછળ જવા લાગ્યો

ગાડાનો ચીલો પડ્યો હતો ઊંચી ચઢાણવાળી જમીનમાથી રસ્તો કાઢેલો હોવાથી આજુબાજુ માટીની ભીતો જેવુ થઈ ગયુ હતુ અને ઉપર કેર તથા ચણોઠીના ઝાડ અને વેલા ઊગ્યા હતા ચીલાની વચમાંની ધૂળ ઉરાડતી એ ઉતાવળે પગલે ચાલી જતી હતી સામે સૂર્ય હોવાથી એક હાથ ઊંચો ધર્યો હતો અને બીજે હાથે તામડી પકડી હતી. એકાદ વખત ઓચિંતું પાછુ જોવાથી મને એણે જોયો હતો, અને હુ તેની જ પાછળ તો નથી ચાલતો એમ વહેમાઈ હતી. એટલે એ ઘડીમા ધીમે પગલે ચાલે તો ઘડીક ઉતાવળે પગલે: અને

તે જ પ્રમાણે હું પણ મારી ચાલ બદલતો હતો. મને ખબર નહિ કે એ ઠગારી પોતાનો વહેમ ખરો છે કે ખોટો તે જાણવા માગે છે. અલબત, હુ એની પવિત્રતાને કે એના ચારિત્ર્યને દૂષિત કરવા નહોતો માગતો. એના રૂપથી હું અંજાઈ ગયો હતો. મનથી હું ભ્રષ્ટ થઈ ચૂક્યો હતો, છતાં હજી કાંઇક મગજશક્તિ ચાલતી હતી અને છેક બેશુદ્ધ બની ગમે તેવું વર્તન ચલાવું એટલે દરજ્જે પાગલ નહોતો બન્યો.

આ પ્રમાણે અમે અરધોએક માઇલ ચાલ્યાં હોઇશું ત્યાં એ અટકી ગઈ. ત્યા વડના ઝાડની ઘટા હતી, અને તળે વટેમાર્ગુને બેસવાને માટે છાપરી બાંધી હતી. ઉપર કોયલ ટહૂકે; નીચે વાછડા, બકરાં, ગાય ભેંસ આમતેમ ફરે. સ્થાન રમણીય હતુ.

છાપરીની બહાર એણે તામડીઓ ઉતારી અને રસ્તાની બાજુ પરની હરિયાળી ઉપર એ 'હાશ, રામ!' કહી ઊભા પગે—ગોવાલણીઓ બેસે તેમ—બેઠી.

મારી સ્થિતિ કફોડી થઈ. હુ ચાલ્યો જાઉં કે ઊભો રહું? વાત કરવાનો વિચાર આવતાં જ દિલ ધડકવા લાગ્યું. મોં પર લોહી તરી આવ્યું. હિંમત કરી આટલે સુધી હું આવ્યો હતો, પણ આ ગોરી ગોવાલણીએ તાકાત લઇ લીધી હતી.

વિચાર કરી મેં એ જ રસ્તે ચાલવા માડ્યું અને વટાવીને બે પગલા ગયો ત્યા, 'સદનભઈ, ઇમ ચ્યાં જાઓ સો!' એણે પૂછ્યું. મારે ત્યા હરરોજ આવતી હોવાથી મને સારી રીતે ઓળખતી હતી. પણ આમ એકાએક મારી સાથે બોલવાનુ શરૂ કરશે એનો ખ્યાલ ન હતો. શું ત્યારે હું એની જ પાછળ આવતો હતો તે એ સમજી ગઈ હશે? મારા સબંધે એ કેવો વિચાર રાખતી હશે? આમ કંઇકઈ વિચારો મને આવવા લાગ્યા. છતાં એના પ્રશ્નનો જવાબ તો આપવો જ જોઇએ. શો આપવો? હું તો ગભરાટમાં જ બોલી ઊઠ્યો 'તારુ ગામ જોવા.' બોલ્યા પછી વિચાર આવ્યો કે આ હુ

શું બોલ્યો! એના ગામને જોવાનું મારે શું પ્રયોજન! અને હવે જરૂર મારા મનની નર્બળાઈ એ જાણી ગઈ હશે. કદાચ એની ઇચ્છા વિરુદ્ધ હશે અને કોઈને કહેશે કે 'સંદનભાઈ મારું ગામ જોવા આવ્યા હતા' તો? પણ એટલામા એણે પૂછ્યુ: 'તે ઇમા શું જોવુ સે? કોય તમારા ગામ જેવું નહિ. લ્યો આમ આવો જરા મારુ દૂધ તો પીઓ આખડી ભેંસનું સે. તમને હવાદ રહી જશે.'

મારી ગૂંચવણનો અત આવ્યો આવા મારા ચલણથી એને કાઈ અણગમતુ નહોતુ થયું, ઊલટી એ જ ચાહીને મને બોલાવે છે, એટલે હલકો પડી જઈશ એવું કાંઈ નહોતુ. જો ગુલાબ જ બુલબુલને બોલાવે તો બુલબુલનો શો વાક? જો નાગ જ મોરલી પાસે આવીને બેસે તો વાદીનો શો વાક? હવે જે થાય તે જોવા દે અને મારી મુરાદનો જે ઘાટ ઘડાઈ આવે તે ઘડાવા દે

'ના રે, એમ તારુ દૂધ પીવાય? ઘેર કાલે આપી જજે' પીવાનું તો ઘણું યે મન હતું. પણ એમ પહેલે બોલે પી જઉં ત્યારે તો અણઘડ જ લાગું ને?

'હવે ઘેર તો લેતા લેશો, પણ આય તો પીઓ. ત્યાં કોય વડનો રૂપાળો સાયડો હશે? પશી આવા ગોણા ગાતા હશે? અને કોય મારે હાથે દૂધ મળશે? ત્યો તો મારા બૂન જાણશે તો એક લેશે ને બે મેલશે'

કોઈ એને કહે કે એ અભણ છે, તો એનો અર્થ એટલો જ કે એને અક્ષરજ્ઞાન નથી. કોઈ એને કહે કે બોલતા નથી આવડતુ, તો એનો અર્થ એ જ કે શહેરની ચાપચીપવાળી એની બોલી નથી. કુદરતની વચમા એ ઊછરતી હતી, કુદરતનો સ્વાદ એ પિછાની શકતી હતી અને પોતાના ગ્રામ્ય પણ મધુર અવાજે એનું ભાન મને કરાવી શકતી હતી તેમા આવા સમયે—આવા એકાન્તમાં સરળ

હૃદયે મનની બધી યે લાગણીઓ અસર થાય તેમ જણાવી શકતી હતી. હું તો પલકે પલકે એડી બધાવતો હતો.

'વારુ; તારુ દૂધ તો પીઉં, પણ પૈસા લે તો.'

'કોંય ગોંડા થયા? ઇમ પૈસા લેવાય! મારા હમ ના પીઓ તો.' કહી હુ પાસે ઊભેલો તે જરા અધુકડી થઈ મારી આગળ દૂધનું પ્યાલું ધર્યું મેં વિચાર્યું, વધારે ખેંચપકડ રહેવા દે. ડોળ કરીશ અને માન માગીશ તેટલામાં કમળ બિડાઈ જશે. મેં એના હાથમાંથી પ્યાલુ—દૂધ માપવાનું—લીધું અને દૂધ પી ગયો. અંદર સાકર નહોતી, ગરમ કરેલુ નહિ તો પણ મને સ્વાદિષ્ટ લાગ્યું. દૂધ કુદરતી રીતે સ્વાદિષ્ટ જ હોય છે. જેઓ તાજું દોહેલુ પીએ છે તેઓ એની મિઠાશ સારી રીતે જાણે છે, અને આ તો તેમાં વળી ખૂબસૂરત સ્ત્રીના હાથનું, એના આગ્રહનું—અને તે એક બેશુદ્ધને પીવા મળેલુ!

'ગોવાલણી! તું શી ન્યાત?' દૂધ પીતેપીતે વાત શરૂ કરી.

'લ્યો, તમે તો વટલાયા!'

'ના ના, હુ એટલા વાસ્તે નથી પૂછતો; જાણવા જ માટે પૂછું છું. કહે તો ખરી, તું શી ન્યાત?

'ચ્યમ વળી? અમે ઢોરા ચારનારા રબારી લોક'

'તે તું પરણેલી છે કે કુંવારી?' મારી ગાંડછા હવે વધ્યે જતી હતી.

જરા શરમાઈ એણે ધીમે સાદે 'પયણેલી' કહ્યુ

'કોની સાથે?'

'બળ્યા સદનભાઈ, કયોં ય નોમ દેવાતુ હશે? અમ જેવા કોક રબારી હાથે.'

'તુ પ્રેમ શું એ સમજે છે?' હુ તો મ રુ ભાન ભૂલી ગયો હતો, શું પુછાય અને શું ન પુછાય તેની શુદ્ધ જ નહિ એ કાંઈ સમજી નહિ કે મેં શું પૂછ્યું.

'શું ?'

'તુ હેત શું એ જાણે છે ? તને તારો વર ચહાય છે ?'

'સદનભાઈ, ગોડા તો નથી થયા ?'

'ના, બસ; મને કહે જ. હુ તારી જ પાછળ આટલે સુધી આવ્યો છું. શેરીમા વાત કરવાની બીક લાગતી હતી બોલ, હવે તું મારી સાથે વાતો ન કરે તો તને મારા સમ' કહી હું એની સામે બેસી ગયો વચ્ચે દૂધની તામડીઓ હતી

એકદમ 'હા.. ય ! મારી હુલ્લી ભૂલી ! હાય હાય !' સાભળી હુ ચમક્યો. એ ઊભી થઈ 'સદનભાઈ, આટલી મારી વટલોઈ જોતા બેહશો ? મારી કુશકીની હુલ્લી ચ્યોક મેલી આવી સુ હમણા ઊભે પગે આવુ સુ'

'શા માટે નહિ ?' એ આખો દિવસ તાપમા બેસવાનુ કહી જાય તો યે હુ તૈયાર હતો, તો થોડીવારમાં શું ?

'હા હા, જા જઈ આવ. આ છાપરીમા બેઠો છુ' રસ્તામા બેઠેલો મને કોઈ દેખે તો કહેશે કેમ બેઠો હશે ? તામડીઓ લઈ હુ છાપરીમા બેઠો અંદર કોઈએ ઘાસ નાખી બિછાનુ કર્યું હતુ ઉપર સાઠાનું છાપરું છાઈ બાવળની ડાળોથી થાભલીઓ બનાવી હતી. પાછળથી ભીતમા બારી હતી ભીતને અઢેલી લાંબા પગ કરી હુ બેઠો વાહ રે ગોરી ગોવાલણી, તારી ગામડાની ભાષામા મધુરતા ! બસ, આજ એને જવા જ ન દઉં વાતોમા એને પણ એનું ઘર ભુલાવી દઉં. જોઈએ, મને એ ગાયો ચરાવતા શીખવાડે છે ? એણે ઝીણી સાડી, તસતસતી ચોળી અને રેશમી ચણીઓ પહેર્યા હોત તો એ કેવી લાગત ? અંબોડે ગુલાબ ખોસ્યુ હોત, ગળામાં મોતીની એક સેર હોત, અને આ જ મદમાતી ચાલે એ ચાલી જતી હોત તો કોને ભુલાવામા ન નાખત ?—કલ્પનાઓ

જોડી જોડી એના રૂપને હું વધારે મોહક બનાવતો હતો અને એ જ કલ્પનાના ચિત્ર સાથે વધારે ને વધારે મોહમાં પડતો હતો. એની તામડીઓ ઉપર કાંઈક નામ લખ્યું હતુ તે મેં જોવા માંડયુ. અસ્પષ્ટ અક્ષરે 'દલી' એટલું વચાતું હતુ એ ઉપરથી મેં માન્યું કે 'દલી' એનું નામ હશે. સ્ત્રીનુ નામ કેમ? કદાચ મહિયરથી સાસરે જતી વખતે એને આ તામડીઓ એનાં માબાપે આપી હશે. કેવી સ્વચ્છ અંદરથી અને બહારથી એણે રાખી છે! દૂધને શોભા મળે અને સારુ જણાય એમા નવાઈ? તામડીને લીધે પણ દૂધ ગમે. માથે મૂકવાની ઈંઢોણી એ સાથે કેમ ન લઈ ગઈ? જ્યારે અદ્ધર તામડી માથે રાખી એ ગામમા આવે છે ત્યારે શો એનો અવાજ! પરોઢમાં જેમ પ્રભાતિયું મીઠું લાગે તેમ એનો રણુકાર મીઠો લાગે છે એથી અરધી જાગતી અવસ્થામા સવારનુ શુભ શુકનનું સ્વપ્નું આવે અને આખો દિવસ આનદમાં જાય. આખા ગામને એ આશીર્વાદરૂપ દેવી હતી.

આમ વિચાર કરતો વીસેક મિનિટ બેઠો હોઈશ એટલામાં એ આવી અને 'બેઠા સો?' એટલુ પૂછ્યું

'કેમ, ટોપલી જડી?'

'ના રે બઈ! ચાર પોંચ ઘેર પૂશી આવી, પણ ચ્યોય પત્તો નહિ કુણ જાણે કુનેય ઘેર મેલી આવી હઈશ અત્તારના પોરમાં તે ચેટલે ભટકું!' કહી જાણે નિરાશ થઈ હોય તેમ બેઠી.

—'દલી!'

'દલી' કહેતાંની સાથે એ જરા ચમકી; 'ગોંમમાં મને લોક દૂધવાળી કહે સે.'

'જો, આ તારી તામડી ઉપર લખ્યું છે. તે તારે પિયરથી આ તને મળી'તી. ખરુ ને? તારા લગ્ન વખતે.'

હું તો એનામાં તન્મય થએલો હતો તેથી જુદા જુદાં અનુમાન મેં કરી રાખ્યાં હોય તેમાં નવાઈ નહિ.

'તારો વર બીજા વારનો છે?' ગળામાં શોકપગલુ જોઈ મેં પૂછ્યું. મારી નજર એના ધોળા બદન ઉપર પડતાં એણે સામું જોયું અને સાલ્લો સકોરી ઉપર ખેંચ્યો.

'તુ ને તારો વર આખો દિવસ શું કરો છો?'

'બળ્યો મનખો!' કહી આડુ જોઈ એ હસી. દાતની કળીઓને સોડીઆમા સતાડી હસી.

'ના, ના, કહે તો ખરી; સવારથી સાજ સુધી તમે શું શું કામ કરો છો એ કહી જા.'

'તે શુ કરતા હશું? ઢોરોનું કોંમ. હવારમાં વહેલાં ઊઠીએ. દાતણપોણી કરી વાસડાને ધવડાવીએ. એ ગાયો દોવે ને હુ બાખડી દોહુ. દૂધ કાઢી ચારબાર નોશી અમે બે નીહરીએ. એ દરવાજે પેલે હાથે જાય; હુ તમારી ભણી વળુ. દૂધ આલી, હુ ઓય આવીને એ આવે ત્યોં લગણ બેહુ'

ઓચિતી મને ફાળ પડી કદાચ એનો રબારી આવતો હોય અને મને સાથે બેઠેલો જોઈ ફરી વળે તો? આબરૂ જાય, હલકો પડી જાઉં અને માર પડે તે જુદો. વિચાર આવતા મોં ઉપર ચિતા ને ભય છવાઈ ગયા અને ચાલ્યા જવા ટોપી હાથમા લીધી.

'તમે લગારે બીશો નહિ. આજ તો હુ એકલી આવી સું એ તો આજ ઘી વેચવા ગયા સે.' મને નિરાંત થઈ અને વાતચીત ચાલુ કરી

'તારો વર વાસળીમા એવુ શું વગાડે છે તે તમે બધા ત્યા ઊભા રહો છો? હુ તળાવ ઉપર ઊભો રહી વાસળી વગાડુ તો મને આવડે ખરી?'

'હોવે, ચ્યમ ના આવડે? તે તમને અમ જેવું થાવુ ચ્યમ ગમે સે?'

'તારે લીધે જ, દલી. તુ ખાય તે હુ ખાઉં, તારો જાડો રોટલો પચાવું, તારી ગાયોને ચરાવવા જાઉં, એમ મનમા થઈ ગયું છે. તારુ ગામ હજી કેટલુ છેટુ?'

'ચાર પોંચ શેતરવા, પેલી સાપરીઓ દેખાય ઈ. તમે મારે ઘેર રહો ખરા? અમે તો હાલ્લાની ગોદડી ઉપર હુઈ રહીએ. ખાટલો ઉઘાડામા ઢાળીએ. પાંહે ઢોર બોધ્યાં હોય, તે આખી રાત ગોં ગો બરાડે. તમ જેવાને ત્યાં નો ફાવે.'

'મને તો એ બહુ જ ગમે છે. તેમા તારા જેવું કોઈક મારી સાથે હોય તો મારે ઘેર જવાનું નામ જ ન લઉં.'

વાતચીત ઉપરથી હું એમ જ માનતો હતો કે મારી ઉપર એ કુરબાન છે, એના દિલને હું ચોરી શકુ છું અને ધીમેધીમે એ પોતાની લાગણી કહેવા માંડશે. ફૂલ ઊઘડે તેમ મારુ હૃદય આશામાં ઊઘડતુ હતું. ઝરણું વહે તેમ મારી કલ્પના વધતી હતી. કેતકી ડોલે તેમ જીવ ઘુમરાઈ આનામાં ડોલતો હતો. તણખલુ હાથમા લઈ જમીન ઉપર લીસોટા કરતી, વાંકુ વાળી કમાન બનાવતી, ભાંગીને કટકા કરતી, આમ તે રમત કર્યે જતી હતી અને ગભરાટ, ભય કે શરમ રાખ્યા વગર મારી સાથે મિત્રની માફક પરિચિત થઇ વાતો કર્યે જતી હતી

ઘડીભર અમે બન્નેએ શાંતિ પકડી. ને એટલામાં તો વીજળી ચમકે અને બાળકના દિલમાં ફડકો પડે, અઘોર ઘંટ આવે અને માલતી ફફડે, આનદ વેરાતો હોય અને શોક પ્રવેશે, તેમ એકાએક છાપરીની ઉઘાડી બારીમાંથી મારી પત્નીએ ડોકુ કર્યું અને મારી સામે એકીટશે કોપાયમાન ચહેરે જોવા માંડયું

જોતાં જ શરીર થરથર કપવા માડયુ એની આંખમા ગુસ્સાથી પાણી ભરાઈ આવ્યું હતુ. શું બોલું અને શું ન બોલુ એની ગૂંચવણમા એ પડી હતી. કેટલુ યે કહી નાખુ તેનો ઊભરો એને ચઢ્યો હતો અને છતા એક શબ્દ એ બોલી નહિ. મારી સામે માત્ર જોઈજ રહી. મેં નીચી નજર નાખી દીધી. દલી—ધુતારી દલી—સાલ્લામાં મોં રાખી હસતી હતી.

ચિત્રકારને અહી ત્રણ ચિત્ર ચીતરવાનાં હતાં: એક કાલિકા, બીજી જાદુગરણી ને ત્રીજો બેવકૂફ.

---

# ૪ શામળશાનો વિવાહ

## કનૈયાલાલ મુનશી

પ્રિય વાચક! જરા ધીમેથી ઉપરનુ નામ વાચી સાક્ષરતાની સીડીએ ચઢી, મહાકાવ્યની આશા રાખતો હો, કવિરત્ન નરસિહના પુત્રનો ઇતિહાસ સાભળવા તલસતો હો, ભક્તિનો સ્વાદ ચાખી ઇશ્વરનું નામ સાભળવા તને ઉલ્લાસ થતો હોય—તો મારો લેખ વાચવો બધ કરી દે મારે સાક્ષરમાં ગણાવું નથી—ગરીબ બિચારા શબ્દોનુ સત્યાનાશ વાળવું નથી; કવિ થઈ રવિ ન પહોચે તેવા અધારામા જવુ નથી: ભક્ત થઈ, સ્વર્ગે જઈ તેત્રીસ કોટિ દેવતાઓને જોઈ, અહોનિશ નમસ્કાર કરી ટાટિયા તોડવા નથી મારે તો એક સાદી વાત કહેવી છે ભલે વાત સાદી હોય, પણ શ્રેષ્ઠતામા ઊતરે એમ નથી શું નરસિહ મહેતાના પુત્રે પુણ્ય કરેલા અને મારા શામળશાએ ગુનેગારી? નહિ જ આ તો પ્રજાસત્તાના દિવસો છે ગરીબ ભિખારી ઉમરાવના સરખો છે દારૂ પી લથડતા મજૂરોની વિચારશક્તિ પરથી ગ્લેડસ્ટન જેવાની લાયકાત નક્કી થાય છે તો શા સારુ મારા શામળશા નરસિહ મહેતાના દીકરા સમાન નહિ?

ગયા મહા મહિનામા હુ મુંબાઇથી અમદાવાદ જતો હતો. શું કામ તે કહેવામા સાર નથી ગાડીમા મારી સાથે એક મારો જૂનો મિત્ર બેઠો હતો ક્યાં સુધી તો અમે ટોળટપ્પા માર્યા, પાન ચાવ્યાં

જૂની નવી સંભારી હરયા. મારો મિત્ર રૂની દલાલી કરતો હતો. એટલે લેબાસમાં કંઈ ઊતરે એવો નહોતો. ધીમે ધીમે આગગાડી એક સ્ટેશન પાસે આવવા લાગી એટલે મારા મિત્રમાં જાદુઈ ફેરફાર થવા માંડ્યો. બગલાની પાંખ જેવું પહોળી કોરનું અમદાવાદી ધોતિયું, કડકડતો કસવાળો અંગરખો, કસબી કોરનો દુપટ્ટો અને લાલ કુસુંબી પાઘડી ધીમે ધીમે નીકળ્યાં અને ગાંડાભાઈના શરીર પર ચઢવા માંડ્યાં.

'કેમ ગાંડાભાઈ, સાપ કાંચળી ઉતારે તેમ તમે પણ?'

'હા ભાઈ! આ ગામના શેઠ શામળશાનાં લગ્ન છે. તેનો હું આડતિયો એટલે કંઈ છૂટકો છે? ચાલો તમે પણ.'

'કોણ, હું?' અચંબાથી મેં પૂછ્યું. 'હું તો તમારા શેઠને ઓળખતો યે નથી. તેનું નામ તો આજે સાંભળ્યું.'

'તેમાં કંઈ નહિ. શેઠે તો બધાને કહ્યું છે કે મિત્રમંડળ સહિત આવજો. ચાલો તો ખરા, જરા મોજ આવશે. અમદાવાદમાં એટલું બધું શું કામ છે.?'

'ના રે, કામ તો કંઈ નથી. પણ નકામા પારકે ઘેર—'

'અરે! પારકું શું અને પોતાનું શું ભલા માણસ? ક્યાં લાંબી વાત છે? આજે સાંજના ગોધાં લગન છે. લગન જોઈને સવારે જજો.' 'ગોધા' લગન શું હશે તેના વિચારમાં હું હતો એટલામાં સ્ટેશન આવ્યું અને ગાંડાભાઈને તેડવા માણસો આવ્યા.

'રણછોડભાઈ! ના, મારા સમ! અમારા શેઠને ખોટું લાગશે,' ગાંડાભાઈએ કહ્યું આખરે મેં પણ હા કહી અને વગર નોતરે શામળશાના લગ્નનો લહાવો લેવા ઊતર્યો.

પોટલાં ઉતાર્યાં અને સ્ટેશનથી બહાર નીકળ્યા. 'આ ગાલ્લી તમારે હારુ, હાંકે!' કહી તેડવા આવનાર માણસે એક નાનું

ઉઘાડુ ગાડુ દેખાડયું તેમા ચાર જણુ તો બેઠેલા હતા. અમે બે તેમ જ ગાડીવાળો કયે ખૂણે બેસીશું એ મને વિચાર થયો આખરે અમે સાત જણુ ગમે તેમ સિચાયા. ગાડીવાળાએ હાથમા પરોણી લઈ બળદિયાનુ પૂછડું આમળી 'તારો પાળતો મરે!' ની શુભાશિષોથી ગાડુ હકાર્યું. સંકડાઈને બેઠા એ તો ઠીક, પણ અવારનવાર રસ્તાની અવનવી ખૂબીઓ આવતા અમે એકએકના ખોળામા જઈ પડતા અને નાક પર સરી પડતી પાઘડીઓ મહા મુશ્કેલીએ સીધી કરતા.

આખરે મહેમાનો ઉતારવાની વાડી આવી અને અમારી 'ગાડી' ઊભી રહી અમને ત્યા ઉતારી ગાડીવાળો ચાલ્યો ગયો, અને અમને તેડવા આવનાર તો કયારનો અતર્ધાન થઈ ગયો હતો એટલે બબ્બે હાથમા પોટલા લઈ ચારે બાજુએ આવકાર દેનારની વાટ જોતા, કઈ દિશામા જવુ તેનુ નિરાકણુ કરવાની શકિત વગર અમે ઊભા અવારનવાર વાડીમાથી કોઈ અબોટિયું પહેરી, તો કોઈ પાઘડી પહેરી જતુ આવતું. પણ કોઈ ઓળખીતુ નીકળ્યુ જ નહિ.

'ગાડાભાઈ, આમ તપ કયા સુધી કરવુ છે? મારા તો હાથ રહી ગયા ચાલો તો ખરા અદર.'

'હા, ચાલો,' કહી, મને નોતરી આણી માનભગ થયેલા ગાંડાભાઈ અને હુ વાડીમા પેઠા વાડીમા પેસતાં નીચેના ખડમા એક હીચકા પર ૭ સાત ગૃહસ્થો હા હા હી હી કરતા બેઠા હતા અને ગાયન ગાતા હતા ચાર પાચ જણુ ભોય પર પથારી પાથરી બપોરની નિદ્રાને માટે તૈયારી કરી રહ્યા હતા. ત્યા અમે પોટલાં મૂકયા અને કોઈક નવરો ખૂણો ખોળવા માડયો બાજુની નાની ઓરડીમા પાચ જણાનો સામાન પડ્યો હતો ઉપર માળ પર વીસેક ગૃહસ્થો—કોઈ ગપ્પા મારતા તો કોઈ ઝોકા ખાતા—પડયા હતા વાડીમા જાણે ફીલ્લા ઉભરાતા હોય તેમ લાગતુ એક માણસ સૂએ એટલી પણુ જગ્યા મળવી કઠણુ લાગી.

આખરે અમે પાછા નીચેની ઓરડીમાં આવ્યા અમે આમ તેમ ફરતા, પણ કોઈને પૂછવાની પરવા નહોતી.

'ગાંડાભાઈ! અહિયાં તો બધા જ મારા જેવા ભાડૂતી લાગે છે!'

'હા ભાઈ!'

ગાંડાભાઈ બિચારા શું બોલે?

'ત્યારે એક કામ કરીએ. આ ઓરડીમાં જ ધામા નાખીએ. બધા જ ભાડૂતી છે એટલે કોઈ પૂછનાર નથી,' કહી મેં એકની પથારી, બીજાની ટ્રંક, ત્રીજાની ઝોયણી ઉચકી એક ખૂણામાં નાખ્યાં અને જગ્યા કરી. ચપોચપ બહાર બેઠેલા ગૃહસ્થો આવ્યા અને અમારી હિંમત જોઈ, અમને વધારે હકદાર ધારી, રસ્તો કરી આપ્યો. પછી મેં અને ગાંડાભાઈએ મસલત કરી અને પેટની પરોણાગત માટે પણ આ જ કાયદો લગાડવો શરૂ કર્યો. એક જણને પકડ્યો. થોડે દૂર રસોઈની તજવીજ હતી ત્યાં તેને લઈ જવા કહ્યું. સામે કૂવા પર નાહ્યા અને જમવા બેઠા. પચ્ચીસ જમી ગયેલાની જગ્યા પર, ઉંકડા ઉંકડા, સારો મજાનો ટાઢો ભાત, શી વસ્તુ છે તે ન સમજાય એવી આછી પાણી જેવી દાળ, માથાના વાળ ઊભા થાય એવું તીખું શાક અને ગંધાતા ઘીથી લચપચતો લાડુ ખાઈ અમે પરવાર્યાં. પછી ગાંડાભાઈ મને શેઠ પાસે લઈ ગયા

શામળશા જાડા, વૃદ્ધ, કાળા અને ગોળમટોળ ગૃહસ્થ હતા. પરસેવો અને પીઠીના મિશ્રણથી જાણે વાર્નિશ દીધું હોય એવા લાગતા હતા. ઘરેણાના ગાસડા ઠાલવી એમની ડોક, હાથ અને કાન શણગારવામાં આવ્યાં હતા તેમના મો પર સુખ દેખાતું હતું, કારણ કે હાથમા આરસી લઈ તે મૂછો તપાસતા હતા. હમણા જ હજામ એમની મૂછોને કલપ લગાવી ગયો હતો.

'ઓહો! કોણ ગાડો? આવની ભાઈ, તારી જ ખોટ હતી.'

'ના જી, એમ તે હોય? હુ તો ખરોસ્તો. આ મારા મિત્ર રણછોડભાઈ.'

'પધારો, પધારો, સારા માણસો ક્યાં છે દુનિયામા? આ વખતે પ્રભુની મહેર છે ગઈ વખત હુ પરણ્યો આ ફીલાની માને, ત્યારે તો બાર જણ પણ નહોતા એ તો જીવ્યા કરતા જોયું ભલુ' જેમ ડૉકટર મરી ગયેલા દર્દીની વાત કરે તેવી બેદરકારીથી જૂની સ્ત્રીને સભારતાં શેઠ બોલ્યા

'ખરી વાત છે, શેઠ સાહેબ. લગ્ન સાજના છે?'

'અરે, આ સમરથ જોષીને કહીને થાક્યો દર વખતે આમને-આમ વાર તે કેટલી?'

સમરથ જોષી ઘરડા ઘુવડ જેવા દૂર બેઠા બેઠા દક્ષિણા ગણતા હતા તેમણે ઊંચુ જોયું. 'શેઠ, એ તે કંઈ મારા હાથમા છે? તોપણ, હવે ફરી વખત જોઈ લઈશ. આ વખતે ભૂલ થઈ તે થઈ.'

'કેમ રે, સમરથ, આ પાચમા વહુ તો આણીએ છીએ. હજુ કેટલા બાકી છે?'

'હવે યજમાનરાજા! એમ બોલીએ નહિ. લલાટે લખ્યા લેખ તે કંઈ મિથ્યા થાય?' જરા હસતા સમરથ જોષી બોલ્યા

એટલામા બહાર સુરતથી મંગાવેલુ 'બેંડ' આવ્યું, અને અમે કલાકને માટે રજા લીધી

'ગાડાભાઈ, શેઠને કેટલા થયા?'

'પચાસ કે ઉપર એક બે. કંઈ વધુ નથી એમના બાપ સાઠ વર્ષે ઘોડે ચઢયા હતા.'

હજુ શામળશાએ બાપની બરોબરી કરી નહોતી, તો સવાઈ તો ક્યાથી જ? પણ હાલની સ્ત્રીને ન કરે નારાયણ અને કંઈ થાય

તો બાપદાદાની આબરૂના રક્ષણાર્થે સવાઈ કર્યા વિના આ શેઠ રહે એમ લાગતું નહોતું.

'વહુની શી ઉંમર છે?' મેં પૂછ્યું

'હશે પાંચ છ વર્ષની. અહિયાના દેસાઈની છોકરી છે. કુટુંબ ઘણું ખાનદાન ને આગળ પડતું છે.'

'એમ!' કહી હું ચૂપ રહ્યો. વાડીએ આવી અમે કપડાં બદલ્યા. હું પણ જરા ટોપટો બોપટો અડાવી શેઠના માનમાં શણગારાયો અને પાછા અમે હવેલીએ ગયા. ત્યાં વરઘોડાની ધામધૂમ ચાલી રહી હતી. કોઈ નાટક કંપનીની હરાજીમાં ખરીદેલા, કટાઈ ગયેલી જરીના પહેરવેશમાં શોભતા વાજાવાળાઓ ગમે તે બહાને વધારેમા વધારે કાન ફોડે એવો ઘોંઘાટ પેદા કરી પોતાની હોશિયારી દેખાડતા હતા; બીજી તરફ સ્વદેશી 'બેંડ' હતું આઠ દસ તાસાંવાળા તાનમાં વગાડતા હતા બે હીજડા બે ત્રણ શરણાઈના તીણા અવાજે ફાવે તે તાલમા નાચતા હતા. લોકોની ઠઠ તે તરફ વધારે જોઈ મને લાગ્યું કે આપણો સ્વદેશપ્રેમ હજુ ચૂસ્ત છે—આપણું જ સગીત આપણને ગમે છે એટલામાં એક પાસે ઊભેલો ગૃહસ્થ બોલ્યો. 'શાબાશ! શેઠે ઠીક કર્યું. ચાળીશ ગાઉથી તો હીજડા બોલાવ્યા છે!' સાબાશ શેઠની હવેલી આગળ નાના સરખા ચોગાનમા આવી સૂરપૂર્ણ હવામા દરેક ઘર આગળથી નીકળતી, બદબો મારતી ગગા જમનાઓ આગળ પડોશીના ઓટલા પર અમે બેઠા શેઠ કઈ ક્રિયા કરતા હોય એમ લાગ્યું, કારણ કે બ્રાહ્મણોના થોડી થોડી વારે 'હો–હા–હા:'ના અવાજો આવતા હતા ધર્મ પ્રમાણે શેઠ લગ્ન કરવા લાયક થઈ ચૂક્યા એવી ખાતરી થાય તેટલા પૈસા મળ્યા એટલે ક્રિયા પૂરી થઈ જણાઈ. થોડા ઘણા પુરુષો હતા તે બહાર નીકળ્યા અને વરરાજાના ઘોડાને બોલાવ્યો.

ઘોડો મહામહેનતે ખોળી કાઢ્યો હોય એમ લાગતુ હતુ. સીકંદરના 'બ્યુસેફેલસ' કે નેપોલિયનના જગજાહેર ધોળા ઘોડાને લાયકાતમા શરમાવે એવો આ હતો ડોન ક્વીક્ઝોટના 'રોઝીનાન્ત'થી પણ એ ચઢતો લાગ્યો તેને આખ એક હતી, અને જીર્ણતાને લીધે લબડતા હોઠોમાથી સતત લાળ ટપકતી તેની ખાંધે સાજ અને પગે ચૂવરીઓ હતી. પણ 'આ પળે મરુ કે બીજી પળે મરુ' એવો ઇરાદો તેની કાઠી અને તેની ઊભા રહેવાની ઢબ પરથી દેખાઈ આવતો થોડી ઘણી માખીઓ પણ બિચારાને પજવતી, છતાં દઢતાથી—શાતિથી—સ્થિરતાથી શામળશા જેવાનો ભાર વહેવાના ગર્વમાં જાણે એક પૂરી દેખતી આખ મીચી તે ઊભો શેઠ આવ્યા મોઢામા પાનનો ડૂચો, આખમા કાજળના બિલાડા, ભૂગોળની ભવ્યતાવાળુ પણ જરીના જામા પાઘડીમા ઝગમગતુ શરીર, મોઢા પર ખૂપ અને હાથમાં નાળિયેર ! શુ સૌંદર્ય ! શી છટા ! પરદેશીઓને કહીએ કે આવો અને જુઓ, છે તમારે ત્યા આવો કલાનો આદર્શ ? ગમે તેવા પણ અમે શ્રેષ્ઠ તે શ્રેષ્ઠ !

શેઠ ઓટલાની કોરપર ઊભા ઘોડાને ઓટલાની કોર પાસે આણ્યો પણ કાં તો શેઠનુ સ્વરૂપ જોઈ, કંઈક કાળકા માતાના સ્મરણથી ઘોડો ચમક્યો હોય, કે કા તો જાનવરની લગ્નની પવિત્ર ભાવનાની દૃષ્ટિથી શેઠના કૃત્યને ઠપકો આપી, સુધારાનો હિમાયતી થયો હોય, કે કા તો સન્યસ્ત અવસ્થામા આવી રહ્યો હોઈ શેઠને પણ તેમ સૂચવતો હોય. ગમે તે કારણ હો, પણ જ્યાં શેઠ ઓટલા પરથી પગ ઊંચકે કે ઘોડો ફૂં કરે, ડોકી હલાવે કે ખાંધ ખંખેરે શેઠ તો બિચારા જ્યારે જ્યારે પરણવા જતા ત્યારે જ ફક્ત ઘોડે બેસવાનો મહાવરો રાખતા હોવાથી ઘોડાની આ દગલબાજીથી બીને તરત પગ પાછો ખેંચતા. શેઠે એકવાર, બેવાર, સાતવાર મહાન ભગીરથ પ્રયત્ન આ ઘરડા ઘોડાને પલાણવા કર્યો; પણ હતા ત્યાંના ત્યા !

આખરે બે જણે અશ્વરાજને મોઢા આગળથી ઝાલ્યો, બે જણ પૂંછડાની તપાસ રાખવા પીઠ પાછળ ઊભા રહ્યા, અને શેઠને કહ્યું 'ચાલો શેઠ! હવે ફિકર નથી.'

લોકો બધા એકીટશે જોઈ રહ્યા અર્જુને મત્સ્ય વીંધ્યું ત્યારે પણ આટલી એકાગ્રતા દ્રુપદના રાજદરબારમા નહિ દેખાઈ હોય. બેફિકર થવાના વચનોથી શેઠે હિંમતને બે હાથે પકડી—અરે હા! પણ બન્ને હાથમાં તો નાળિયેર હતુ—શેઠે પગ ઉઠાવ્યો, હમેશ કરતાં વધારે અને મૂક્યો અશ્વરાજની વૃદ્ધ પીઠે. પણ જાત ઘોડાની અને તેમાં પુરાણો પછી પૂછવુ શું? તરત ફરી ગયો, મોઢુ શેઠ તરફ કર્યું, કાન ઊંચા કર્યા. શેઠ ગભરાયા. જીવ બ્રહ્માડની લગોલગ જઈ પહોંચ્યો પાછળ હઠ્યા. હાથ છોડી જીવ બચાવવા નાળિયેર જતુ કર્યું. પાછળ હઠતાં એકદમ પાઘડી ભીંતમાં અથડાઈ, ખસી, આગળ આવી પડી ગઈ. વરરાજા તાજનષ્ટ થયા લોકોમા હાહાકાર કે પછી હ—હ—હકાર વ્યાપ્યો. શેઠે ઊંચુ જોયું, દયાર્દ્રતાથી લોકો તરફ જોયું, તિરસ્કારથી ઘોડા તરફ જોયું, ગૌરવથી કીચડમાં પડેલી પાઘડી સામું જોયું, ઠપકામા, મિજાજમાં આકાશ તરફ ઈશ્વર સામું જોયું. કોણ જાણે શુ દેખાયું પણ એકદમ હોઠ ખેંચાયા અને આખી મેદનીમાં પહોંચે એવો સૂર તેમના ગળામાથી નીકળ્યો.

'ઍં—ઍં—ઍં!'

લોકો બધા વીંટાઈ વળ્યા, ઘણા ખરાએ મોઢે રૂમાલ કે ખેસ દીધો મને લાગ્યું કે તે શરમમાં હોવુ જોઈએ શેઠ કેમ રડ્યા તે કોઈ સમજ્યું નહિ. શેઠે રડતે રાગે કહ્યુ કે 'કીલાની બા સાભરી,' પછી મહામહેનતે શેઠને ઠીક કર્યા અને ચાર મજબૂત સાજનિયાઓએ ઊંચકી અશ્વરાજ પર બેસાડ્યા અને ઘોડાને દૂષબુદ્ધિ થઇ હોય એમ લાગ્યું. તેની આંખો ઘડપણના પાખડથી ભરેલી લાગી

શેઠને વરઘોડે અમે, નીકળતા નીકળતા, વળી એક તલવાર મૂકી રખે ઘોડા પરથી પડી જાય, કે મ્યાનમાંથી નીકળી તલવાર વાગે, કે હાથમાથી નાળિયેર સરી જાય એવી અનેક ફિકરમા વરરાજા ક્રમે કરીને બેઠા. આખરે બેંડના અવાજથી અને હીજડાના નૃત્યથી તાલબદ્ધ થઈ વરઘોડો નીકળ્યો

આખરે અમે વેવાઈને ઘેર આવ્યા વેવાઈનુ ઘર જરા નીચાણમા હતુ એટલે ત્યા જતા પહેલા ઢોળાવ ઊતરવાનો હતો. તાસાવાળા તાનમાં, હીજડાઓ ગાનમા અને સાજનિયાઓ ગુલતાનમા ઢોળાવ ઊતર્યા: ઊતર્યા અને પાછા ફર્યા. ઉપર ઢોળાવ શરૂ થાય ત્યાં કોઈ પર્વત પર ફિરસ્તો ઊભો હોય તેમ શેઠ અને એમનો ઘોડો ઠમકીને ઊભા હતા ઘોડો બળવો કરવાની તૈયારીમા હોય તેમ, જાણે તેના મનમા તે કરવાનો સર્વાનુમતે ઠરાવ થયો હોય તેમ, નિશ્ચલતાથી, એક જ પગ ઢોળાવ પર મૂકી દુનિયાને દબાવતો, શેઠને ગભરાવતો ઊભો હતો. અરે ઘોડા! જમાનાની અસર તારા પર પણ!

બેચાર જણ દોડી ગયા અને ઘોડાને પકડી ખેંચવા માંડ્યા. પણ તે વળી એકનો બે થાય? શેઠ કહે કે ઊતરી પડુ લોકો કહે, વળી એમ તે ઉતરાય? બે ત્રણ જણે લગામ ઝાલી અને એકે પાછળથી બે ત્રણ સપાટા ઘોડાને અડાવી દીધા ઘોડો હિંમત હાર્યો. બળવાનો ઇરાદો છોડ્યો સાગવૃત્તિથી, માર ન સહન થવાથી, તેણે ગતિ સ્વીકારી, ડગલાં લીધાં: એક બે ત્રણ. ઉપર શેઠ ગભરાયા, ઢોળાવને લીધે ઘોડાની ડોક પર નમ્યા. ઘોડાના આગલા પગ ધ્રૂજ્યા તેણે જોખમદારી છોડી તેના આગલા બે પગ મરડાયા—વળ્યા અને ગુરુત્વાકર્ષણના પ્રભાવે તે સર્યો નીચે. અમે ઊભા હતા ત્યા એ અને ડોકે વળગેલા શેઠ એમ ઝપાટાબંધ ઊતર્યા. આખરે નીચે અટક્યા સ્વાર્થી સાજનિયાઓ જોઈ રહ્યા. મદદે દોડતાં પહેલાં આ દૃશ્ય ફરી

આખરે બે જણે અશ્વરાજને મોઢા આગળથી ઝાલ્યો, બે જણ પૂંછડાની તપાસ રાખવા પીઠ પાછળ ઊભા રહ્યા, અને શેઠને કહ્યું 'ચાલો શેઠ! હવે ફિકર નથી.'

લોકો બધા એકીટશે જોઈ રહ્યા. અર્જુને મત્સ્ય વીંધ્યું ત્યારે પણ આટલી એકાગ્રતા દ્રુપદના રાજદરબારમા નહિ દેખાઈ હોય. બેફિકર થવાના વચનોથી શેઠે હિંમતને બે હાથે પકડી—અરે હા! પણ બન્ને હાથમાં તો નાળિયેર હતું—શેઠે પગ ઉઠાવ્યો, હંમેશ કરતા વધારે અને મૂક્યો અશ્વરાજની વૃદ્ધ પીઠે. પણ જાત ઘોડાની અને તેમાં પુરાણો. પછી પૂછવુ શું? તરત ફરી ગયો, મોઢું શેઠ તરફ કર્યું, કાન ઊંચા કર્યા. શેઠ ગભરાયા. જીવ બ્રહ્માંડની લગોલગ જઈ પહોંચ્યો. પાછળ હઠ્યા. હાથ છોડી જીવ બચાવવા નાળિયેર જતુ કર્યું. પાછળ હઠતાં એકદમ પાઘડી ભીતમા અથડાઈ, ખસી, આગળ આવી પડી ગઈ વરરાજા તાજનષ્ટ થયા લોકોમા હાહાકાર કે પછી હ–હ–હકાર વ્યાપ્યો. શેઠે ઊંચુ જોયું, દયાર્દ્રતાથી લોકો તરફ જોયું, તિરસ્કારથી ઘોડા તરફ જોયું, ગૌરવથી કીચડમાં પડેલી પાઘડી સામુ જોયું, ઠપકામા, મિજાજમા આકાશ તરફ ઈશ્વર સામું જોયું. કોણ જાણે શું દેખાયું પણ એકદમ હોઠ ખેંચાયા અને આખી મેદનીમાં પહોંચે એવો સૂર તેમના ગળામાંથી નીકળ્યો.

'એં—એં—એં!'

લોકો બધા વીટાઈ વળ્યા, ઘણા ખરાએ મોઢે રૂમાલ કે બેસ દીધો. મને લાગ્યું કે તે શરમમા હોવુ જોઈએ શેઠ કેમ રડ્યા તે કોઈ સમજ્યું નહિ. શેઠે રડતે રાગે કહ્યુ કે 'કીલાની બા સાભરી,' પછી મહામહેનતે શેઠને ઠીક કર્યા અને ચાર મજબૂત સાજનિયાઓએ ઊંચકી અશ્વરાજ પર બેસાડ્યા અને ઘોડાને દ્વેષબુદ્ધિ થઇ હોય એમ લાગ્યું તેની આંખો વડપણના પાખડથી ભરેલી લાગી

શેઠને ઘરડે ખભે, નીકળતાં નીકળતા, વળી એક તલવાર મૂકી રખે ઘોડા પરથી પડી જાય, કે મ્યાનમાથી નીકળી તલવાર વાગે, કે હાથમાથી નાળિયેર સરી જાય એવી અનેક ફિકરમા વરરાજા ક્રમે કરીને બેઠા. આખરે બેંડના અવાજથી અને હીજડાના નૃત્યથી તાલબદ્ધ થઈ વરઘોડો નીકળ્યો

આખરે અમે વેવાઈને ઘેર આવ્યા વેવાઈનુ ઘર જરા નીચાણમા હતુ એટલે ત્યા જતા પહેલા ઢોળાવ ઊતરવાનો હતો. તાસાવાળા તાનમા, હીજડાઓ ગાનમા અને સાજનિયાઓ ગુલતાનમા ઢોળાવ ઊતર્યા; ઊતર્યા અને પાછા ફર્યા ઉપર ઢોળાવ શરૂ થાય ત્યા કોઈ પર્વત પર ફિરસ્તો ઊભો હોય તેમ શેઠ અને એમનો ઘોડો ઠમકીને ઊભા હતા ઘોડો બળવો કરવાની તૈયારીમા હોય તેમ, જાણે તેના મનમા તે કરવાનો સર્વાનુમતે ઠરાવ થયો હોય તેમ, નિશ્ચલતાથી, એક જ પગ ઢોળાવ પર મૂકી દુનિયાને દબાવતો, શેઠને ગભરાવતો ઊભો હતો અરે ઘોડા! જમાનાની અસર તારા પર પણ!

બેચાર જણ દોડી ગયા, અને ઘોડાને પકડી ખેંચવા માડ્યા પણ તે વળી એકનો બે થાય? શેઠ કહે કે ઊતરી પડુ લોકો કહે, વળી એમ તે ઉતરાય? બે ત્રણ જણે લગામ ઝાલી અને એકે પાછળથી બે ત્રણ સપાટા ઘોડાને અડાવી દીધા ઘોડો હિમત હાર્યો. બળવાનો ઈરાદો છોડ્યો ત્યાગવૃત્તિથી, માર ન સહન થવાથી, તેણે ગતિ સ્વીકારી, ડગલા લીધાં એક બે ત્રણ ઉપર શેઠ ગભરાયા, ઢોળાવને લીધે ઘોડાની ડોક પર નમ્યા ઘોડાના આગલા પગ ધ્રૂજ્યા તેણે જોખમદારી છોડી તેના આગલા બે પગ મરડાયા—વળ્યા અને ગુરુત્વાકર્ષણના પ્રભાવે તે સર્યો નીચે અમે ઊભા હતા ત્યાં એ અને ડોકે વળગેલા શેઠ એમ ઝપાટાબંધ ઊતર્યા. આખરે નીચે અટક્યા સ્વાર્થી સાજનિયાઓ જોઈ રહ્યા મદદે દોડતા પહેલા આ દૃશ્ય ફરી

નહિ જોવામળે એવા વિચારે તેને હૃદયમાં ઉતાર્યું. આખરે શેઠને ઊંચક્યા અને હવે વેવાઈનું ઘર આવ્યું હતુ એટલે પગે જ તે ત્યાં પહોચ્યા.

વરરાજા પોંખાયા. વેવાણો રિસાઈ અને આપણા પુરાણા શિરસ્તાઓ મુજબ વરરાજા ચોરીમાં પધરાયા નાનુસરખું પાનેતરમા વીંટાળેલુ ઢીમચુ હોય તેવી કન્યાને તેના મામા ઊંચકી લાવ્યા અને ચોરી સામે બેસાડી. શ્લોક પર શ્લોક ભણાવા માંડ્યા. દૂર જ્યાં હું ઊભો હતો ત્યાં સમરથ જોષી તપેલામાં જોઈ ઘડી ગણતા હતા, અને ગમે તે શ્લોકની લીટીઓ ભેગી કરી શેઠને 'સાવધાન' કરતા હતા. મને જોષીની સ્થિતિ વિચિત્ર લાગી. તેમની આંખોમાં કંઈ જુદું જ તેજ હતું અને તેમની જીભ જરા લથડાતી. મને લાગ્યું કે જોષી બુવાએ 'વિજયા'ની આરાધના કરી હતી દૂર એક લીલા પાણીનો ભરેલો હોય એવો લોટો જોઈ મને ખાતરી થઈ પ્રસંગની મહત્તાના માનમાં અને મહાદેવ પ્રસન્ન કરવાના સ્તુત્ય હેતુથી જોષીજી ચકચૂર થયા હતા મેં પાણીથી ભરેલા તપેલામા જે તરફ જોષી એકી નજરે જોઈ રહ્યા હતા, તે તરફ જોયું પાણી પર કંઈ નહોતું જોષી જોતા હતા ખરા, પણ ઘડી માંડીજ નહોતી ભાગની ધૂનમા કાલ્પનિક ઘડીઓ જ ગણતા. આખરે જોષીએ થાળી લીધી, વગાડી, વાજાં વગાડ્યા. શામળશા સજોડ થયા તેમની હોસ પૂરી પડી.

થોડી વારે જગ્યા થઈ, એટલે હુ ચોરી પાસે ગયો કન્યા ઊંઘી ગઈ હતી અને તેની મા તેને ખોળામા લઈ બેઠી હતી. સપ્તપદી, અમારા શાસ્ત્રના કહેવાતા અમર કોલ, જેની મહત્તા પર અમારા લગ્નની પવિત્રતાના બુરજો ચણાયા છે, તેનો વારો આવ્યો મને ધાર્મિક લાગણીઓએ પુનિત કર્યો. હુ તો આઠ વર્ષે પરણ્યો હતો અને ઘરવાળી હજુ તેની તેજ હતી એટલે તે વખતની મારી

શી લાગણીઓ હતી તે મને યાદ નહોતી; મને આજે અનુભવ થયો પાટલા નીચે હાથ મૂકી, ટેકવી, શેઠ ઊઠ્યા. કન્યા ક્રમે કરી જાગી જ નહિ આખરે તેની મા ઊઠી, હાથમા દીકરી લીધી અને શેઠની સાથે ચોરીની આસપાસ ફરી. આખરે પવિત્ર સપ્તપદી પૂરી થઈ

લખવાનુ હજુ બહુ છે પણ સ્થળનો અભાવ છે હુ બહાર નીકળ્યો તો જાણે ભીલડીઓ નશામા ગાળો ભાડતી હોય તેમ, લૂગડા કે અવાજ કે ચાળા કે શબ્દોની મર્યાદા અને છૂટા રાખ્યા વિના, દરરોજ વહેંત આવ્રુ ઓઢી ડાહી ઠકરાણી ગણાવા ધીમે ધીમે બોલતી સ્ત્રીઓ ગાઈ રહી હતી. બહુ જોવાની હવે મારામાં અભિલાષા રહી નહોતી.

અમે વહુડીએ ગયા અને રાતની ગાડીનો વખત થયો એટલે મેં ગાડાભાઈની રજા લીધી કે 'હવે તો હુ જઈશ જ'

'પણ રણછોડભાઈ, શેઠને મળીને જાઓ. નહિ તો તેમને ખોટું લાગશે. કાલે મને વઢશે'

'ઠીક, ભાઈ!' કહી હુ પાછો વેવાઈને ત્યા આવ્યો શેઠની ભાળ પૂછી તો મને જણાવવામા આવ્યું કે માતાના ઓરડામા વરકન્યા પૂજા કરે છે લોકો જમણની ખટપટમા હતા એટલે ઘર સૂનુ લાગતુ હુ દેખાડેલા ઓરડા તરફ ગયો અને ત્યાં જઈ જોયું અને ઊભો

ભીતને રગી, માતા કરી, તેની પૂજા કરવા અને ભટનું તરભાણું ભરવા ચોખા અને ઘઉંના ઢગલા મારેલા હતા સામે શેઠ અને નવા શેઠાણી—અત્યારે જાગતા હતા—બેઠાં હતા ગોર કઈક લેવા બહાર ગયા હોય એમ દેખાયુ

હુ અદર પેસવા જતો હતો અને ઠમક્યો મર્યાદાનો બાધ આવ્યો શેઠ સંવનન (wooing) કરતા હતા ધીમે ધીમે છ વર્ષની કોડીલી

કન્યાનો ઘૂમટો તાણતા હતા. પેલી અદ્ધરથી 'ખીખી' કરી હસતી હતી. હું જોઈ રહ્યો. કોણ કહે છે કે આપણે ત્યાં સવનન નથી? હું તો ચિત્રવત્ થઈ ઊભો. જોયા જ કર્યું શેઠે ઘૂમટો કાઢ્યો ને તેમની ઝીણી ઘરડી આંખે કટાક્ષ માર્યું. શેઠ ધીમે રહી શેઠાણીની હડપચીને અડકવા ગયા; તેણે કહ્યું 'ના–હી' અને જરા આઘી ગઈ; શેઠ જરા પાસે ગયા; શેઠાણીએ ધમકી દીધી: 'બાને બોલાવીશ.' શેઠ હિંમત હાર્યા નહિ—'હવે બેસની!' કહી, હાથ લંબાવ્યો શેઠાણીને ગલીપચી કરી શેઠાણીનો તીણો ઘાંટો ગાજી ઊઠ્યો;

'ઓ બા! બા! આ ડોસો મને મારે છે!'

× × × ×

શું કહું? મેં—રણછોડે—રણ છોડ્યું; હું મૂંગે મોઢે નાઠો જતાં જતા બૈરાંઓનો બેસી ગયેલો પણ દૂર સંભળાતો સ્વર આવ્યો.

'એ વર નહિ પરણે, નહિ પરણે'. 'અમે જીત્યા રે જીત્યા.'



# ૫ - રજપૂતાણી

### ધૂમકેતુ

ચોમાસામાં જ્યારે એ કાંઠામા ચાલી જતી હોય ત્યારે રૂપેણ નદી બહુ ભયકર બની જાય છે. જે ઝપાટામા આવે તે ઘૂમરી ખાતા ધરામા પડીને ઘડી ખેવડીમા અદૃશ્ય થઈ જાય છે એક વખત ચોમાસુ હતું રૂપેણ બેય કાંઠામા આવી હતી ખેતર છલક્યા હતા નદીનાળા તૂટ્યા હતા, અને બારે મેઘ ખાગા થઈ ને આજ ને આજ આકાશ પૃથિવી એક કરવાનું જોશ બતાવી રહ્યા હતા તે વખતે એક ગરાસિયો પોતાની ઘોડી પર સવાર થઈને ત્યાંથી નીકળ્યો.

પોતાની ઘોડી તેણે રૂપેણમા નાખી ઘોડી બહુ પાણીદાર અને જાતવંત હતી. પણ પાણીનો વેગ ઘણો જ હતો અને થોડી વારમાં સવાર તથા ઘોડી, પાણીમાં ગોથા લેતાં, ઘૂમરી ખાતા, ધરામાં જઈને પડ્યા

ગરાસિયાની બધી મહેનત નકામી ગઈ અને થોડી વારમા જ એ સાહસ ને શૌર્ય અચેતન થઈ ગયાં

રૂપેણમા થઈને જતો એ માર્ગ આડે દિવસે બહુ રળિયામણો, ને સુંદર વનરાજિથી ભરપૂર છે તેમ જ ગાડા વિસામો લે એવી એક વડલાની ઘટા પણ ત્યા જામી ગઈ છે એ સુદર વડલા નીચે કંઈક મુસાફરોએ આરામ લીધો હશે; અને કંઈક થાકેલા પશુઓ

આનંદ પામ્યાં હશે. રૂપેણ નદી, આવો સુંદર વડલો, રૂપાળી ચોખ્ખી જમીન, નાનું પણ સારુ ને રળિયામણું, ભયકર ન લાગે તેવુ વન, એ બધાંને લીધે પોચામાં પોચો વાણિયો પણ ત્યાં આરામ કરવા લલચાય એવી એ જગ્યા બની રહી છે.

પણ આ ગરાસિયાના મૃત્યુ પછી એ સુદર માર્ગ ઉજ્જડ પડતો ગયો, ઘણી મુશ્કેલીઓ વેઠીને પણ લોકો લાંબો માર્ગ લેવા લાગ્યા અને એ સુંદર માર્ગ ઉજ્જડ થવા લાગ્યો.

ચારે તરફના ગામડાંમાં વાત ચાલતી હતી કે એ માર્ગે થઈને કોઈ મુસાફર સહીસલામત જઈ શકતો નથી એટલે રળિયામણો માર્ગ છોડીને લોકો વેરાન માર્ગે જવા લાગ્યા અને છોડી દીધેલો માર્ગ ધીમે ધીમે ભયકર બનવા લાગ્યો

એક વખત ખરે બપોરે ધૂમ તડકામાં એક ચારણ પાસેના ગામડામા થઈને આ રસ્તે આવવા નીકળ્યો. ગામ સોંસરવો નીકળ્યો ને માર્ગ પૂછવા લાગ્યો ત્યારે કેટલાકે વગર માંગી સલાહ આપી કે 'ભાઈ, એ રસ્તે જવા જેવુ નથી; એ રસ્તે જનારનુ માથું ધડ ઉપર રહેતું નથી.'

'કેમ? એવું શું છે?'

'પાંચ વરસ પહેલાની વાત છે, પણ એક ગરાસિયો અવગતે ગયો છે ત્યારથી એ રસ્તો ઉજ્જડ બન્યો છે. ગરાસિયો ચોમાસામા નદી ઊતરતા તણાયો ને આશાભર્યો ગયો. એને જાવું હતું નદી ઊતરીને સામે પાર, પોતાના સાસરાના ગામમા ઠકરાણાને તેડવા, પણ અધવચાળે રહી ગયો. ત્યાર પછી એ માર્ગે જનાર કોઈ બચ્યો નથી'

'જોઈ લેશું,' કહીને ચારણે તો ઘોડી મારી મૂકી. ગામડાના લોકો મૃત્યુના મુખમા દોડતા મૂર્ખ ઉપર હસીને છૂટા પડી ગયા. ચારણે એ પંથ લીધો.

બપોર જરાક નમતા હતા પશુપખી તડકાથી ત્રાસીને ઘડીવાર આરામ લેવા છાયા તરફ વળી ગયાં હતા. આખી સીમમા એક જાતની નિઃશબ્દતા વ્યાપી ગઈ હતી તે વખતે પેલો ચારણ, રૂપાનો રસ વહેતો હોય તેવો રૂપેણનો ધોળો સુદર પટ નિહાળીને લાખલાખ ઊર્મિઓથી ઘેલો ઘેલો થઈ ગયો. એ.. ય...ને આ તરફ વડલો ઝૂકી રહ્યો છે. બીજી તરફ ખાખરાના વન ઊભાં છે. ઘાટી છાયામા પારેવા, તેતર, ને મોરલા કેવી કેવી ગોઠડી માડી રહ્યાં છે. ચારણ તો આ સ્થળ અને આવી રૂપાળી રચના જોઈ ને, 'ભલે રૂપેણ !' 'ભલે રૂપેણ !' બોલતો આગળ વધવા લાગ્યો વડલાની છેક પાસે પહોચ્યો ત્યારે ત્યા એણે જે રચના જોઈ, એ જોઈ ને તો આડો આક વળી ગયો.

વડલાની નીચે, કોઈ પચીસ પચાસ દેવાશી રજપૂતોની સભા ભરાઈ હતી રૂડી જાજમ ઉપર, બરાબર એક હાથ દળની ગાદીઓ પથરાઈ ગઈ હતી ધોળા બાસ્તા જેવા ઓછાડ પથરાયા હતા, ને વચ્ચો વચ્ચ રેશમી ગાલીચા ઉપર એક જુવાન રજપૂત બેસીને ડાયરામા વાત કરી રહ્યો હતો વડલાની પાસે કચ્છી અને કાઠિયાવાડી જાતવત ઘોડા ઊભા રહી ગયા હતાં ડાયરામા રૂપેરી હુક્કો ફરી રહ્યો હતો, એક તરફ કસંબો ઘૂટાઈ રહ્યો હતો, બીજી તરફ મીઠાઈના થાળ ભર્યાં હતા, બાર ગામનો ગરાસિયો ઘડીભર મુસાફરીમાં આરામ લેવા ઊતર્યો હોય તેવો સમૃદ્ધિભરેલો, પણ જૂનવટ ને શૌર્યની રેખાએ રેખા સાચવતો આ દેખાવ જોઈ ને ચારણ પણ ઘોડી ઉપરથી ઊતરી પડ્યો ને ડાયરા તરફ ચાલ્યો.

એને આવતો નિહાળીને જુવાન રજપૂત જરા મલકયો. તેણે ડાયરા તરફ અર્થવાહી દષ્ટિએ જેયુ, ને ચારણને આવકાર દેનારા પચીસ પચાસ સાદ એક સાથે થઈ રહ્યા 'આવો, આવો, બાપ ! આવો, ટાણાસર છો કયાથી આવો છો ?'

ચારણ બેઠો, પણ આખી સભામા કોઈના મોં પર માનુપી તેજ લાગ્યું નહિ. તે જવાબ દેતાં ખંચાયો; પણ વડલાની નીચે હણુહણાટ કરતા જાતવંત ઘોડાં જોઈને ઠંડે પેટે સામે બેઠો ડાયરામા ફરતો રૂપેરી હુક્કો આવ્યો તેની બેચાર ફૂંક લીધી, ખાસી આડી હથેલી ભરીને કસૂંબો પણ લીધો સ્વપ્નસૃષ્ટિમા ચઢ્યો હોય તેમ ચારણ જાતજાતની વાતો કરવા લાગ્યો.

‘દેવીપુત્તર છો કે?’ પેલા જુવાન રજપૂતે અચાનક વચ્ચે પૂછ્યું, ‘એક સવાલનો જવાબ દેજો.’

ચારણ તેની સામે જોઈ રહ્યો.

‘એવું છે કે ઈશ્વરે આટલા આટલા દી ને આટલી આટલી રૂતુ ઘડી છે પણ એક રતની મીઠાશ બીજી રતમાં મળે નહિ, પણ બધી રતુમાં—સારામાં સારી ને મીઠામાં મીઠી કઈ?’

ચારણ જાણે વાત કળી ગયો હોય તેમ ગોઠણભેર થઈ ગયો

‘દરબાર! રતુ બધી સારી, પણ દીનાનાથે, જોબનવંતા નરનારી માટે શિયાળો ઘડીને હાથ ધોઈ નાખ્યા છે શિયાળો, બાપ! કંઈ શિયાળો થાવો છે? એ...ને રૂડા ભાતભાતના પકવાન ખવાય, મીઠા તાપે દેહ તપી તપીને રસરસ થઈ જાય, ને પોંખ ને ઓળા, ને જાદરિયા ને મીઠાં ગોરસ ને ગોરી નાર ને બાપ! શિયાળો ઈ શિયાળો. શિયાળો કઈ થાવો છે? શંકરપાર્વતીનો જોગ છોડાવવા દીનાનાથે શિયાળો વસ્યો છે.’

રજપૂત ચમકતી આંખે ચારણ તરફ જોઈ રહ્યા.

‘પણ માણસમાત્રને જીવન દેનાર વરખા રૂતુ કઈ થાય?’ તેણે ફરીને ચારણને પૂછ્યું. ચારણે માથું ધુણાવ્યુ ‘ના, બાપ, ના જ્યા ત્યા ડોળા પાણી હાલે. ને કાદવ થાય, ને વીજળી ચમકે. ઢોર ખેંચાય, માણસ તણાય... .....’

રજપૂત વધારે ટટ્ટાર થયો. તેની ચમકતી આંખમાં ઊંડી વેદના ને નિરાશા દેખાવા લાગ્યાં ચારણ જોયું ન જોયું કરીને આગળ વધ્યો:

'એવી ચોમાસાની રત તો બાપ કણબી માટે હોય એમાં કાંઈ પિયુ ને કામની મલકાતે મોઢે રસની વાતો માંડે? બાપ, રતમાં રત શિયાળો, તે પછી લ્યો તો ઉનાળો, ને ચોમાસું તો કાંઈ રત કહેવાય? ઈ તો ક-રત! ક-રત!'

'ભારે કરી ચારણ! બહુ કરી! દેવીપુત્તર ખરો!' કહીને રજપૂત બેઠો થયો તે ઊઠીને ચારણની પાસે આવ્યો ને તેનો હાથ ઝાલીને તેને ઊભો કર્યો

'દેવીપુત્તર! હું ગરાશ્યો છું' રજપૂત બોલવા લાગ્યો ચારણે વિહ્વળતાથી આસપાસ જોયું. ત્યાં ડાયરો ગેબ થયેલો લાગ્યો ઘોડાંનો હણહણાટ એકદમ બંધ પડતો લાગ્યો માત્ર પોતે ને ગરાસિયો બે જ જણા વડ નીચે ઊભા હતા!

'અને ભડકતો નહિ હો—'

ચારણ હસ્યો. 'હું ભડકું? બોલ, બોલ રજપૂત! તારે કહેવું હોય ઈ કહી દે'

જુવાન રજપૂતના મોં ઉપર આશાનાં કિરણ ફૂટતાં લાગ્યાં. તેણે વધારે પ્રેમથી ચારણનો હાથ દાબ્યો ·

'પાંચ વરસ ઉપર ભર ચોમાસે રજપૂતાણીને મળવા હું નીકળ્યો રૂપેણ બેય કાંઠામાં આવી હતી, અને પેલો ધૂનો—' તેણે વેદનાથી હાથ ઊંચો કરીને ધૂના તરફ અત્યંત દુ:ખભરી દૃષ્ટિ કરી

'ધૂનામાં હું ડૂબ્યો અને રજપૂતાણીને મળવાની આશા અંતરમાં રહી ગઈ!'

નિરાશાના ડુંગર દાબવા યત્ન કરતો હોય તેમ રજપૂત ઘડીભર શાંત થઈ ગયો.

'અને દેવીપુત્તર ! એ માણસના વજોગ જેવી વસમી વાત કઈ છે?'

'હા બાપ, હા. તું તારે તારી વાત પૂરી કરી જા.'

'સાત સાત જનમારાના ચક્કર મારા ઉપર તોળાઈ રહ્યાં છે. તું મારું એક કામ કરે તો આ અવગતિયો દેહ ગતે જાય. તને ખબર છે, કે દેહ વિનાની એકલી વાસના આગના ભડકાની પેઠે ન બળી શકે તેવા આત્માને પણ ભરખી જાય છે?'

'હા'

'ત્યારે તુ રૂપેણ ઊતરીને આથમણી કોર હાલ્યો જા પાંચ ગાઉ ઉપર દાંતાસર ગામ છે. ત્યાં નરી કંકુમાથી ઘડી હોય એવી મારી રજપૂતાણી રહે છે. જો રજપૂતાણી મને એક વખત આવીને દર્શન દઈ જાય તો મારો જીવ હેઠે બેસે તારા વિના આ કામ બીજું કોણ કરશે?' આજીજીભર્યો રજપૂતનો દુ:ખી સ્વર બંધ થયો કે તરત જ ચારણે જવાબ વાળ્યો 'રજપૂત ! મારો કોલ છે કે જો સાચો દેવીપુત્તર હોઉં તો રજપૂતાણીને એક વખત આહી લાવું. પણ તું જો અણિશુદ્ધ ગરાશ્યો હો તો વેણ દે કે આ રાજમારગ જેવા મુસાફરીના મારગ ઉપર પછી કોઈ દી ઊભા ન રહેવું.'

'કોલ છે, જા, કોલ છે, કે પછી આ મારગ છોડી દેવો; અને ચારણ ! હું ચોમાસામાં મર્યો છુ એટલે મને ચોમાસુ ખારુ લાગે છે. મુસાફરને કઈ રત સારી એમ જ હુ પૂછુ છુ. હેબતથી કે ભેથી માણસ બીજે ત્રીજે દિવસે મરી જાય છે. મુસાફરો આ રીતે મરે છે, એમા મારો વાક નથી, ચારણ !'

'બહુ સારુ, બાપ ! ત્યારે આજથી આઠમે દિવસે રજપૂતાણી અહી આવશે'

ચારણે ડોકું ધુણાવ્યું ને ઘોડાની રેનને પકડવા પાછળ નજર કરી. તેણે ફરી વાર જોયું ત્યારે માત્ર વડલાનાં પાન ખખડતા હતાં, તીવ્ર વેદના ભોગવવા તે એકલો જ ઊભો રહીને પાન ખખડાવી રહ્યો હતો.

રજપૂતે કહેલો માર્ગ પકડીને ચારણ દાતાસર આવ્યો. ચારણ તો જુદ્ધરમણે ચડેલા રજપૂતનો આનદ છે. અને રાજદરબારે, જયારે મોઘો રાણીવાસ સૌના ઉપર કંઈ ને કંઈ આળપંપાળ ચડાવી જાય, ત્યારે એકલો રાજકવિ જ એમા નિર્દોષ મનાય છે. ચારણ રજપૂતના સસરાને ત્યા ઊતર્યો અને રજપૂતાણીને એકલો મળ્યો

'ગરાસણી! જોજે બાપ! પાછુ ડગલુ ભરતી એક કામ સાટુ સંભારી છે'

કાઠિયાણી બોલવે જરાક જાડી લાગે છે, પણ ગરાસણી તો એના શરીર જેવી બોલવે મીઠી હોય છે; મોનરેખ દાંત દેખાતા હોય, અને ઘાટીલા નાના ઢોળિયા કાનમા લટકતા હોય, એવી ગરાસણી જયારે બોલે છે, ત્યારે જાણે બોલમા મીઠપનો પાર નથી એમ લાગે ગરાસણીએ જવાબ વાળ્યો. 'બોલો, મારા જેવું શુ કામ પડ્યુ?'

'બાપ! જીવતા નેહ તો માનવી માતર રાખે છે, પણ આ તો મર્યા પછીના નેહની વાત છે'

ગરાસણી ચમકી. ચારણ બોલે તે સાભળવા વધારે આતુર બની

'દરબાર ગામતરે ગયા કેટલા વરસ થયા?'

'પાચ વરસ.'

'ભણે બાપ! સાચું બોલજે: તી પછી તને દરબાર સપને યે ચડેલ ખરા કે?'

'ના, ક્યારેય નહિ. જાણે ગયા પછી પ્રીતિ ભૂલી જ ગયા છે.'

'ના, બાપ, ના. સાચો અણિશુદ્ધ ગરાશ્યો કાંઈ સતીને ભૂલે? શંકર પારવતીના જોગમાં કાંઈ મણા હોય? ભૂલ્યો નથી, હજી ગરાશ્યો તને ભૂલ્યો નથી. અને સાંભળજે બાપ, ભડકતી નહિ હોં! સાચી ગરાસણી છો કે?'

રજપૂતાણી ટટ્ટાર થઈ. ચારણ ધ્રૂજે એટલી દૃઢતાથી બોલી: 'આજ પરીક્ષા કરવી છે? .... શું ગરાશ્યાએ ભૂત થઈને મારી ખબર કઢાવી છે નાં?'

ચારણ હેબતાઈ ગયો: 'રજપૂતાણી! ગજબ કરી, તને ખબર ક્યાંથી?'

'ખબર ક્યાંથી? રણસંગ્રામમાં મરે નહિ, એ રજપૂત માત્ર ભૂત અને એવા ભૂતને વાસનાસહિત જડમૂળથી ઉખેડી નાખવા માટે જ, હું ગરાસણી છતાં સતી નથી થઈ. બોલ ચારણ, હવે કાંઈ કહેવું છે?'

'ગરાશ્યો તને મળવા આવતાં રૂપેણમાં ડૂબ્યો છે, એ નેહ કાંઈ જેવોતેવો કહેવાય?'

'ના, ના, નેહ કાંઈ જેવોતેવો કહેવાય?' ગરાસણી કરડાકીથી બોલી; 'અને એટલે જ રૂપાળો સૌને મળ્યો હોય એવો રાજમારગ ગરાશ્યો ઉજ્જડ કરી રહ્યો છે. સાચું કે?'

'સાચું, બાપ! સાચું પણ મરેલ હારે કાંઈ વેર હોય? ભૂતની હારે કાંઈ ભડ થવાય? ઈ તો એવાની વાસના હોય એને કટકું બટકું નાખો, એટલે જાય ભાગ્યાં. લે સાંભળ, બાપ, ગરાશ્યાની વાસના છે તને જોવાની, મને એ દી પહેલા વડ હેઠળ મળ્યો'તો. ધોળે દીએ કેસરી સિંહ જેવો કચેરી ભરીને બેઠો'તો અને જુઓ તો હેવાંશી રજપૂતોનો ડાયરો જામી ગ્યેલો. જાણે મરતલોકમાં

ફરી વાર અવતર્યાં હોય. મારી પાસેથી વેણુ લીધુ કે ગરાસણીને એકવાર દેખાડ. મેં બાપ ! વેણુ આપ્યું છે અને તારે વેણુ પાળ્યે છૂટકો છે અને પછી ગરાશ્યો ઇ મારગે કોઈ દી દેખા નહિ દીએ એવું વેણુ લીધુ છે'

'વેણુ પાળીશ, એક વાર નહિ. હજાર વાર. પણ હુ તો ગરાસણી છુ. એણે વટેમાર્ગુને માર્યા છે ને માર્યા પછી જાણે કાળો કેર વર્તાવ્યો છે. રૂપેણનો ઘેઘૂર વડલો ઉજ્જડ કરી મૂક્યો છે, અને સોનાની રેખ જેવો રાજમારગ કાળો ધબ કરી દીધો છે એવો ગરાશ્યો મારો ધણી હોય તો ધણીને ય સોંસરવો વાઢી નાખુ આવીશ, મળવા આવીશ. પણ ચારણુ ! એને કહી આવજે કે રજપૂતાણી આવે છે ને ખાડાની ધારે ફરી વાર લગન કરવાના એને કોડ જાગ્યા છે !'

'રજપૂતાણી ! બાપ ! આ તો અવગતિયો દેહ. એની હારે કાંઈ ખાડાની ધારે ધીંગાણા થાશે ? ઈ તે કાંઈ મનખાદેહ છે કે કબજ રિયે ? ઊડી જાશે, જાણે વટોળિયો હાલ્યો ગયો'.... કેતકીના સોટાની જેમ રજપૂતાણી સીધી ટટ્ટાર થઈ ગઈ એની પાતળી દેહલતા નાગણુની જેમ, જાણે ફૂંફાડા દેતી ઊભી થઈ ગઈ: મરદના પણ હાડેહાડ ધ્રૂજે એટલી કડકાઈથી તે ચારણુ સામે જોઈ રહી : 'દેવીપુત્તર છો ? રજપૂતાણી હારે વાત કરવી છે કે વાણિયણુ હારે ?'

અને ઝડપ દેતીક ને એક ફલાંગે તેણે ખીંટી ઉપરથી કાળી નાગણુ જેવી તલવાર લીધી. એને નાગી કરીને મ્યાન ફેંકી દીધુ 'ચાલો ! દેવીપુત્તર ! મોઢા આગળ થાઓ આજ એ મારગને નરભે કરી મૂકવો છે.'

બોલ્યાચાલ્યા વિના ચારણુ આગળ ચાલ્યો અને પાછળ મા'હષાસુરને હણુવા ચડેલી જાણે રણુચડી હોય તેવી રજપૂતાણી ચાલી

બપોરની બાર વાગ્યાની તક સાધીને જ રજપૂતાણી અને ચારણ વડલા હેઠ આવી પહોંચ્યાં. વડલાંનાં પાન એવી ભયંકરતાથી ખખડી રહ્યાં હતાં કે કાચુંપોચું હૃદય તો ત્યાં જ ગેબ થઈ જાય. આખી સીમમાં બીજું કોઈ દેખાતુ નહોતું; વડલા નીચે કોઈપણ મુસાફર નહોતો; અને આવી ભયાનક એકલતામાં ચારણ અને રજપૂતાણી બે જ જણા ઊભાં રહ્યા.

'ક્યાં છે રજપૂત?' રજપૂતાણી બોલી, અને એના અવાજથી જાણે ધ્રૂજતો હોય તેમ વડલો વધારે ખખડ્યો. 'આંહી કોઈ નથી!'

'હવે ઘડી બે ઘડીમાં તમને આવ્યા દેખાડું.'

થોડી વાર સુધી બન્નેના મૌનથી જગ્યા વધારે ભયકર થતી લાગી.

અચાનક એક ઘોડેસવાર દેખાયો. રજપૂત જાણે પોતાની પાણીપંથી ઘોડી લઈને ચાલ્યો આવે છે. નજર તો રૂપેણની સામે ને સામે મડાઈ રહી છે.

ચારણે વિહ્‌વળતાથી રજપૂતાણી સામે જોયું. રજપૂતાણીના ચહેરા પર ભયનું નામનિશાન ન હતુ. તેણે પોતાની તલવાર વધારે જોસથી પકડી, અને ચારણને પડકાર્યો 'જો જે, મરદ થાજે હો!' થોડી વારમા ઘોડેસવાર છેક પાસે આવ્યો અઠ્ઠાવીસ ઓગણત્રીસ વર્ષનો ભરજુવાનીમાં આવેલો રૂપાળો રજપૂત દેખાયો

'બસ, એ જ. આવવા દે.'

'જો જે હાં, જોગમાયા! ઘા ન કરતી.'

રજપૂત તદ્દન નજીક આવ્યો તેનું રૂપાળું મો દેખાયું. તે રજપૂતાણીની સામે જોઈ રહ્યો. રજપૂતાણી તેની સામે જોઈ રહી.

'ઓળખાણ પડે છે કે?'

'હા, હા,' રજપૂતાણીએ જવાબ વાળ્યો 'ઓળખાણ કેમ ન પડે? જેણે બાયડીને મળવા નિર્દોષ વટેમાર્ગુ માર્યા, રાજમારગ અભડાવ્યો, ને ભિખારીની પેઠ ચારણને જાચ્યો અને...

'હ હં બાપ!' ચારણે રજપૂતાણીને વારી. રજપૂત ખસિયાણો પડી ગયો તેના હાથમાથી ઘોડાની રેન સરી જતી લાગી. તેણે અત્યત દુ:ખભરી દૃષ્ટિથી રજપૂતાણી સામે જોયું 'રજપૂતાણી!'

'મારા ગામના મારાં આશ્રિત માણસોને માર્યાં એનું શું?'

'મેં? મેં નથી માર્યાં રજપૂતાણી!'

'ખરો અણિશુદ્ધ ગરાશ્યો હો તો તૈયાર થઈ જા.' ગરાસિયાનો દેખાવ એકદમ ફરી ગયો ચારણ ધ્રૂજતો હોય તેમ લાગ્યું. પણ જેમ ભયકર વીજળી ખરે તેમ ગરાસણીના હાથની તલવાર ચમકી ને જનોઈવઢ કાપી નાખવો હોય એવા જોસથી તેણે ગરાસિયા પર ઘા કર્યો

'માર્યાં બાપ! ભારે કરી!' કહીને ચારણ વચ્ચે કૂદ્યો. પણ ગરાસિયો ત્યા હતો નહિ, અને રજપૂતાણી, તલવારનો જોસભર્યો ઘા ખાલી જવાથી, ગોઠણભર નીચે નમી ગઈ હતી તલવારના ઘાથી ઊડેલી થોડીક ધૂળ જ માત્ર દેખાણી

'ભારે થઈ, બાપ!

'વાધો નહિ, દેવીપુત્તર! તેં તારુ વેણ પાળ્યું છે' હવામા ખાલી શબ્દો જ સભાળાયા!

રજપૂતાણીએ ઝડપથી પાછળ જોયું ગરાસિયો નદી તરફ ઘોડો હાકીને જતો દેખાયો તે તેની પાછળ ઉઘાડી તલવારે દોડી અને એને વારતો ચારણ પાછળ પડ્યો.

રૂપેણના ચોખ્ખા પાણી ચાલ્યા જતા હતા ગરાસિયો ઘોડા-સહિત તેને કાઠે પહોચ્યો રજપૂતાણી પાછળ ચાલી.

'ગરાશ્યો હો તો ઊભો રે!' રજપૂતાણીએ હાકલ મારી એ સાભળી ગરાસિયો સ્થિર થઈ ગયો

રજપૂતાણી છેક તેની પાસે પહોંચી ફરી ત્યા કોઈ મળે નહિ . . .પણ પાણીમા રજપૂતાણીનુ વસ્ત્ર ખેંચાતુ લાગ્યુ રજપૂતાણીનો

ઘાઘરો પલળ્યો હતો અને તેમાંથી પાણીની ધાર ચાલી રહી હતી. રજપૂતાણીએ નીચે જોયું. ત્યાં જાણે પાણીમાં અત્યંત વેદનાભર્યું રજપૂતનું મોં, બે તરસ્યા હાથનો ખોબો વાળીને આ પડતું પાણી ભારે વિહ્વળતાથી પી રહ્યું છે! ઘટૂક.. ઘટૂક...ઘટૂક ઘૂટડા લે છે.

રજપૂતાણી જોઈ રહી. રજપૂતે તેની સામે જોયું. પણ આહ! કેટલી વેદના! કેવુ દુઃખ! કેવી નિરાશા! કેટલી તૃષ્ણા કે ન પૂછો વાત. રજપૂતાણીથી અત્યત માયાભર્યો અવાજે બોલાઈ જવાયું, 'રજપૂત! આ શું?'

'બસ, હવે તૃપ્તિ—અતિતૃપ્તિ થઈ ગઈ. હવે તલવાર ચલાવી લે, રજપૂતાણી! એ બીજા મૃત્યુની કઈ વળી ઓર મજા આવશે.'

રજપૂતાણીના હાથમાંથી તલવાર ઢીલી પડી ગઈ. તેણે નીચે નમીને રજપૂતનો હાથ પકડી લીધો.

રજપૂતે તે એક વખત છોડાવ્યો રજપૂતાણીએ એને ફરી પકડ્યો: 'તુ ક્યા ડૂબ્યો છે? હવે તુ ક્યાં જાય છે?'

રજપૂતે રૂપેણમા લાબે નજર કરી. એક ઠેકાણે પાણી ઊંડુ હતું ત્યા તેની દૃષ્ટિ સ્થિર થઈ ગઈ

'હવે તને નહિ જાવા દઉં!' રજપૂતાણીએ તલવારને નદીના પાણીમા દૂર ફેંકી દીધી ને રજપૂતનો બીજો હાથ પણ પકડ્યો.

પણ રજપૂતાણીના હાથમાં માત્ર પાણીના પરપોટા રહ્યા રજપૂતનુ મો નદીના તરગ પર થોડે દૂર દેખાયું. રજપૂતાણી આગળ વધી. હાથની નિશાનીથી રજપૂતાણીને આગળ વધવા ઉત્તેજતો રજપૂત વળી વધારે દૂર દેખાયો. રજપૂતાણી આગળ વધી, પણ રજપૂત હજી દૂર દેખાયો.

ચારણે કાંઠા પરથી બૂમ પાડી ' ગરાસણી, પાછા વળો. હવે પાણી ઊંડુ છે. એ તો ઊડી ગયો, બાપ! પાછા વળો!'

મોં મલકાવીને રજપૂતાણી મીઠાશથી બોલી: 'જા, જા, દેવીપુત્તર! હવે તું સુખેથી ઘેર જા. મારે તો આ દુ.ખી ગરાસ્યાનુ ઘર ફરીને વસાવવુ છે!'

---

# ૬ બુદ્ધિવિજય

## રામનારાયણ વિ. પાઠક

**વ્યા**ખ્યાન પૂરું થયું. આચાર્ય તપોવિજયજી, વ્યાખ્યાનનુ ચાલુ પાનુ ધીરેથી ગ્રન્થમાં ગોઠવી. પોથી બાંધી ઊભા થઈ, પોતાના ખડ તરફ ધીમે પગલે ચાલવા માડ્યા. ચાલતા ચાલતા, માર્ગમા ભાવથી સામુ જોનારને અમૃતમય દૃષ્ટિથી વદાય-આશીર્વાદ આપતા, અને વદના કરતા શ્રાવકોને વૈખરીથી 'ધર્મલાભ' કહેતા, નગરના ભાવિક શેઠ વિમલશીલ ઊભા હતા ત્યા તેઓ આવી પહોચ્યા વિમલશીલ હમેશ મહારાજને અંદરના ખડ સુધી મૂકવા જતા અને બે ઘડી મહારાજનો વિશેષ સત્સગ સાધી પછી જતા તેમની સામે પણ આજે તેમણે વદાયની દૃષ્ટિ કરી ત્યારે તેમણે વિનયથી કહ્યુ .'આવું છુ ને ?'

'મેં જાણ્યુ, આજે તમારે જવાની ઉતાવળ હશે' વ્યાખ્યાન દરમ્યાન કશા પણ સદેશા, કે વેપારરોજગારની કે સસારની કશી પણ વાતના ખબર કદી પણ ન આવે એવો શેઠનો નિયમ હતો તેમા આજે અપવાદ થયો હતો શેઠનો મોટો ભાણેજ આવીને કાનમા કઈક કહી ગયો હતો, અને તેને તરત પાછા જવાનુ કહેતા શેઠનુ મો જરા મરકયુ હતુ, એ આ વિચક્ષણ આચાર્યની નજર બહાર રહ્યુ નહોતુ પણ શેઠની ઇચ્છા હમેશ માફક પાછળ આવવાની જોતા આચાર્યે આગળ ચાલવા માડ્યુ શેઠ તેમની પાછળ પાછળ

જવા લાગ્યા. અંદર પેસતાં આચાર્યે જ જરા સ્મિતથી કહ્યું. 'પુત્ર આવ્યો ?'

'જી, હા મહારાજ ! મેં કોઈને આવવા કહ્યું નહોતું પણ એ આવ્યો. એટલી આશાતના[1] થઈ ગઈ તે ક્ષમા કરશો.'

આચાર્યે પ્રસન્ન મુખે એ જ સ્મિતથી કહ્યું: 'તો તેનું આલોયણ[2] કરવું પડશે.'

'ફરમાવો, હું સાંભળવાને યોગ્ય છું.'

'એ છોકરો અમને આપી દેજો, એ આલોયણ' અને પછી એના પર ભાષ્ય કરતા હોય તેમ કહ્યું. 'મેં ધારેલું લગ્ન ખરું હોય તો એને મહાન દીક્ષાયોગ છે, જો કે એક ગ્રહની વક્રદૃષ્ટિ છે તે જોવાનું રહે છે મારું ગણિત ખરું હોય તો એનો વર્ણ તપાવેલા સોના જેવો હોય. तप्तकाञ्चनवर्णाभ. मनस्वी प्रमदाप्रिय: । તપ્ત કાચન જેવી તેની કાયા હોય, તે મનસ્વી હોય અને સ્ત્રીઓનો પ્રિય હોય જ્યોતિષને ઘણા માને છે, મને પણ તેનો અભ્યાસ છે, પણ જિનાગમે તેને મિથ્યાશ્રુત કહેલ છે તે યથાર્થ છે એવો મારો અનુભવ છે આપણી તો એટલી ફરજ કે આપણે એને અનુકૂળ સસ્કારો આપવા. નિર્ણય તો જીવ પોતે પોતાને માટે કરે એ જ ખરો આપણે ઉતાવળા થઈ નિર્ણય પણ ન કરાવવો માત્ર દેહનું સૌંદર્ય કે માત્ર બુદ્ધિની પ્રતિભાનુ અભિમાન પણ મહાન બધન છે, તો આ તો બન્નેનો યોગ છે

'જી મહારાજ, આપ કહેશો તેવા સસ્કાર પાડીશ'

'પ્રથમ તો હવે તમારે ચોથુ વ્રત[3] લઈ લેવુ અને એને સારી રીતે વિદ્યા આપવી એની મેળે વેપારમા પડે તો ભલે, નહિતર એની શક્તિ પહોંચે ત્યાંસુધી એને વિદ્યા આપવી—અલબત, જિનાગમને અનુકૂળ રીતે'

૧ નિષિદ્ધ કરેલો આચાર. ૨ પ્રાયશ્ચિત્ત. ૩ બ્રહ્મચર્ય વ્રત.

'જી મહારાજ!'

આચાર્ય શેઠના મુખ સામુ જોઈ રહ્યા હજી શેઠની ઉમર કાઇ મોટી નહોતી ચોથું વ્રત લેવાની તેમની તત્પરતા કેટલી સાચી હતી તે જોવા તેમણે તેમની આખ સામે દૃષ્ટિ કરી, અને તેમા અક્ષોભ, દઢતા અને શ્રદ્ધા જોઈ બોલ્યા. 'આજ સારો સસાર તમને વધામણી આપશે ત્યારે અમે તમારો આખો સસાર અને તેનુ ફળ લઈ લીધુ! ગૃહી અગૃહી વચ્ચેનો એ ફરક!' આચાર્યે ગંભીર સ્મિત કર્યું.

'આપ કહો છે ત્યારે કહુ છુ. અંધારિયા અમે વર્જેલા જ હતા, અને પુત્ર આવે તો જાવજીવ[4] ચોથું વ્રત લેવા અમારો પહેલેથી સકેત હતો આપની એ જ આજ્ઞા થઈ એ તો હુ સદ્ભાગ્ય સમજુ છુ આપ દર વરસ પધારતા નથી પણ અનુકૂળતાએ પધારતા રહેશો અને આઠમે વરસે જરૂર પધારશો

'યથા વર્તમાન[5]'

વિમલશીલ વદીને ચાલ્યો ગયો નગરના વશપરપરાના નગરશેઠનુ પદ નીકળી જઈ પોતાને ન મળે તે માટે તે કદી પણ કોટિપતિ થતો નહોતો, એ તો આચાર્યે માત્ર સાભળેલુ હતું. આજે ગૃહસ્થ હોવા છતા, મુનિઓને પણ દુષ્કર એવુ બ્રહ્મચર્યવ્રત તેણે લીધું તે પ્રત્યક્ષ જોઈ તેમને આશ્ચર્ય થયુ શેઠના ગયા પછી ઘણા વખત સુધી જ્યોતિષ, વિમલશીલના પુત્રનુ ભવિષ્ય, તેની જન્મકુડલીના ગ્રહો, જિનશાસનનુ ખરુ હિત, મોક્ષ, પોતાનુ કર્તવ્યાકર્તવ્ય વગેરે અનેક વિચારોના વમળોમા ફરતા તે કેટલીય વાર આસન ઉપર સ્તબ્ધ બેસી રહ્યા

વિમલશીલે પુત્રનુ નામ જિનદાસ રાખ્યુ તેને નાનપણથી જિનશાસનના સસ્કારો પાડવા અને જિનધર્મને અનુકૂળ શાસ્ત્રોનુ

૪ यावज्जीव–જીવન પર્યતનુ ૫ એ સમયની જેવી પરિસ્થિતિ

અધ્યયન કરાવવું એ સહેલું હતું, પણ તેને માટે આવતાં કન્યાના માગાં પાછાં વાળવાં એ એટલું સહેલું નહોતું. તેણે વિનયથી બધાં માગાં પાછાં વાળ્યાં. તેની પત્નીએ આમાં તેને અદ્ભુત સાથ આપ્યો.

જિનદાસની ઉંમર આઠ વરસની થઈ ત્યારે તપોવિજયસૂરિ પાછા આવ્યા. તેમણે જિનદાસને જોયો, સંતોષ બતાવ્યો અને પાંચ વરસ પછી વિચાર કરીશું કહી તેઓ પાછા વિહારે ચાલ્યા ગયા. પાંચ વરસ પછી જિનદાસને જોયો, તેની સાથે વાતચીત કરી, પણ તેને મોટો થવા દેવો જોઈએ કહી ફરી વિહારે ગયા.

અત્યાર સુધી વિમલશીલ સાધારણ જવાબોથી માગા કરનારાને પાછા વાળી શક્યો હતો પણ નગરશેઠના ઘરનું માગું એટલી સહેલી રીતે પાછું વળાય એમ નહોતું. ગામ આખામાં વાત થતી હતી કે વિમલશીલ માગા પાછા વાળે છે તેનું કારણ એ હતું કે તેમને નગરશેઠનું કહેણ છે. અને તેમાં લોકોનો દોષ પણ નહોતો. નગરશેઠની એકની એક દીકરી જિનદાસથી ચારેક વરસ નાની હતી જિનદાસની જ નિશાળે જતી. કોઈની પણ યોજના વિના બન્નેની વચ્ચે સ્વાભાવિક બાલોચિત પ્રીતિ થઈ હતી. અને બન્નેને જોઈ હરકોઈ કહી શકે કે ભગવાને સુંદર જોડું નિર્મ્યું છે જિનદાસની પણ એવડી ઉંમર થઈ હતી કે તે લોકોની વાયકાનો અર્થ મભમ સમજી શકે અને તેનું કૌતુક અનુભવે. અને તેથી એ વાત ચોક્કસ કરવાની જરૂર હતી.

નગરશેઠ પોતે વિમલશીલને ત્યાં આવ્યા પોતે અત્યાર સુધી પોતાની પદવી માટે વિમલશીલના આભારી હતા. બન્ને બાળકો એકબીજાને લાયક હતા, તો ના પાડવાનું કારણ જાણવા જેટલો પોતાને હક છે અને જાણ્યા વિના નહિ ખસું એવો મીઠો હઠ કરી બેઠા. વિમલશેઠે જિનદાસને બહાર જવા નિશાની કરી અને પછી તપોવિજયજીએ કહેલ બધી વાત કરી. જિનદાસનો વર્ણ તપ્તકાંચન

જેવો હશે એ આચાર્યજીએ જોયા વિના જ ભાખેલુ હતુ. જિનદાસના ગ્રહો એવા છે કે જો તે દીક્ષા ગ્રહણ કરે તો જિનશાસનનો પ્રતાપી ધારક થાય. જો કે એક ગ્રહની વક્ર દૃષ્ટિ છે તેથી રાહ જોવાની જરૂર છે નગરશેઠ સમજ્યા તેમણે કહ્યું. 'જો. દીક્ષાની ના ઠરે તો મારો જ રૂપિયો સ્વીકારજો' અને વિમલશીલે કહ્યું: 'એ કબૂલ. અને તેમ છતા તે પહેલા સારો મૂરતિયો મળે તો સબધ કરવાને તમે છૂટા દીકરીના માવતરથી ક્યા સુધી રાહ જોવાય?'

જિનદાસને વાતચીત માટે ઓરડા બહાર કાઢેલો પણ તેણે નજીકમા સતાઈને બધુ સાભળ્યુ તેને ખાતરી હતી કે નગરશેઠની દીકરી સાથે પોતાના સગપણની વાત થવાની હતી. અને એ જ વાત નીકળતી ગઈ તેમ તેમ તે વધારે આતુરતાથી સાભળવા માડ્યો. ત્યાં તેણે તપોવિજયની વાત સાભળી અને તેને ઘણુ જ આશ્ચર્ય થયુ. ત્યારથી તેનામા બે પ્રબળ સકલ્પો જાગ્યા માણસનું મન એવુ વિચિત્ર છે કે બે તદ્દન વિરોધી સકલ્પો એક સાથે પોષાવા માડે, પ્રબળ થવા માડે! એક બાજુથી તેનામા સ્ત્રીઓને પણ આકર્ષી શકે એવા પોતાના તપ્તકાચન વર્ણનુ અભિમાન થયુ, અને બીજી બાજુથી સન્યાસ લેવાની અને જૈનશાસનના ધારક થવાની મહેચ્છા જાગી. અનેક વૃત્તિઓના વટોળથી તેનુ મન ખોટી ઊંચાઈએ ચડયુ અને વધારે દુર્લભ અને વધારે દુષ્કર માટે જ, સંન્યાસજીવન લેવાનો તેણે નિર્ણય કર્યો તેને સોળમુ વરસ બેઠું ત્યારે તપોવિજયજી આવ્યા તેમને હવે વાર્ધક્યના ચિહ્નો જરાજરા દેખાવા લાગ્યા હતા અને તેઓ પોતાની વિદ્યાઓનુ કોઈ સત્પાત્ર શોધતા જ હતા તેમણે ઘણી જ મમતાથી જિનદાસને બોલાવ્યો, અને દીક્ષા લેવાની તેની પોતાની ઇચ્છા છે કે નહિ તે પૂછ્યુ તેને સ્પષ્ટ સમજાવ્યું કે જો સંસારની જરાપણ ઇચ્છા હોય તો સસારમા જ જવુ, અને સાચા સંસ્કાર હશે તો એની મેળે ભવિષ્યમાં દીક્ષા મળી રહેશે.

જિનદાસે સામો પ્રશ્ન કર્યો: 'આપે સંસારમાં ગયા પછી દીક્ષા લીધેલી કે ગયા વિના જ?'

સર્વે પ્રસન્ન થઈ ગયા. તપોવિજયજીએ કહ્યું : 'સંસારમાં ગયા વિના જ.'

'ત્યારે હમણાં દીક્ષા લેવાથી આપના જેવું જ્યોતિષજ્ઞાન મને મળશે?'

જીવનમાં કદી નહિ લાગેલો એવો તપોવિજયજીને મહાન આઘાત લાગ્યો. પોતે જ વિમલશીલને જ્યોતિષ ઉપરથી વાત કરી તે ભૂલ જણાઈ, તેનો પશ્ચાત્તાપ તેમને થયો બધો આઘાત અને બધુ દુઃખ ગળી જઈને માત્ર એક નિઃશ્વાસ નાંખીને તેમણે ધીમેથી કહ્યુ: 'જિનદાસ, બે વરસ વધારે વિચાર કર. દીક્ષા તપને માટે લેવાની હોય છે. વિદ્યા તો આવવી હોય તો આવે, અને જ્યોતિષ તો મિથ્યાશ્રુત છે. એના લોભથી દીક્ષા લેવાય નહિ'

બેએક દિવસ પછી વિમલશેઠે ફરી દીક્ષાનો પ્રશ્ન કાઢ્યો, ત્યારે ફરી નિ.શ્વાસ નાખી એ એટલુ જ બોલ્યા કે 'હજી ઉમર થવા દો'

વિમલશીલે કહ્યુ કે શાસ્ત્ર પ્રમાણે એ વ્યક્ત[૬] થયેલ છે. ત્યારે સૂરિએ કહ્યું 'ઉમરે તો થયેલ છે, પણ અમે તો કાવ્યશાસ્ત્રકારોનો મત અહી ઇષ્ટ ગણીએ છીએ. સસારના ભાવોને વ્યક્ત રૂપે સમજી શકે પછી દીક્ષા માગશે તો વિચારીશું'

જિનદાસ ચતુર હતો. તેને લાગ્યું કે બોલવામા તેની કંઈક ભૂલ થઈ છે તેણે નિયમિત વ્યાખ્યાનોમા જવા માડયુ શાસ્ત્રાધ્યયન કરવા માંડયુ. પોતાની શી ભૂલ થઈ હતી તે તે સમજ્યો, અને એવી ઐહિક વાસના કાઢી નાખવા તેણે તપ.પૂર્વક અથાગ પ્રયત્ન કર્યો બે વરસ પછી તપોવિજયજી પાછા આવ્યા અને પૂછ્યું. 'કેમ, દિક્ષા લેવી છે?'

[૬] દીક્ષાયોગ્ય ઉમરને માટે એ પારિભાષિક શબ્દ છે.

'જી હા.'

'શા માટે?'

'કર્મ ખપાવવા માટે'

'સંસારની વાસના નથી?'

'બિલકુલ નથી એમ તો કેમ કહેવાય? પણ તપ વડે અને ગુરુના પ્રતાપે તે ટાળી શકીશ'

તપોવિજયજી અને આખો સઘ રાજી થઈ ગયો જિનદાસને દીક્ષા આપી બુદ્ધિવિજય કર્યો જૈન સઘે અને ખાસ કરીને નગર-શેઠે મોટો ઉત્સવ કર્યો.

જૂના કુટુબસસ્કારોથી દૂર કરવા અને સંન્યાસના સંસ્કારો દૃઢ કરવા તપોવિજયજી તેને દૂરના રાજયમા લઈ ગયા, જ્યાનો રાજા જિનશાસનને માનનારો હતો અને તપોવિજયજીનો ભક્ત હતો.

તપોવિજયજી આ વખતે આવા તેજસ્વી સ્વરૂપવાન શિષ્યને લઈને આવ્યા તેથી લોકોમા બન્નેનો મહિમા વધ્યો અને બુદ્ધિ-વિજય તરફ સૌને કૌતુક થયું બુદ્ધિવિજયે અભ્યાસમા સારી પ્રગતિ કરવા માડી અને તેથી તેની કીર્તિ વધતી ગઈ. તે સાથે તે જુવાન થવા લાગ્યો તેમ તેની કાતિ પણ વધતી ગઈ, અને અર્ધું સમજતી અર્ધું નહિ સમજતી લોકજનતાએ સહસ્ર જીભે અને સહસ્ર નયને તેને રૂવેરૂવે સભાન કરી નાખ્યો તેની એકેએક ક્રિયામા કોઈ અદ્‌ભુત છટા દેખાવા લાગી જીવનની કોઈપણ રીતભાત એટલી સાદી નથી કે જેમા માણસ છટા ન આણી શકે

ગુરુ આ સર્વ માયા સમજતા હતા, અને શિષ્ય માટેની તેમની ચિંતા વધતી જતી હતી. વારવાર સંન્યાસધર્મ, વાસનાપ્રાબલ્ય, વાસનાની છેતરપિંડી ઉપર શિષ્યને કહેતા. શિષ્ય બુદ્ધિથી સમજતો જણાતો પણ તેના મનના ઊંડાણોમા બુદ્ધિનુ અભિમાન, શરીરની

તેજસ્વિતાનું અભિમાન, સ્ત્રીઓને અને લોકોને ચકિત કરી આકર્ષવાની વાસના વધતી જતી જણાતી હતી. પણ એક દિવસ તો એવો બનાવ બન્યો કે ચિંતાને બદલે તેમનું આખું મન ઊકળી ઊઠ્યું. બુદ્ધિવિજય પોતાનાં સર્વ ઉપરકરણો અને શક્તિના પ્રદર્શનપૂર્વક ગોચરીએ ગયેલો, અને ત્યાં નગરના કોટિપતિની દીકરી એના પર એટલી મોહિત થઈ ગઈ કે તેના હાથમાંથી વહોરાવવાનું વાસણ પડી ગયું! તપોવિજયજીના દુ:ખનો અને ઘૃણાનો પાર ન રહ્યો. 'આટઆટલા દિવસથી તને કહુ છું કે તારો મેલ સમજ ને તેને ક્ષીણ કર. તેને બદલે તું તારા સયમજીવન ઉપર પણ પાણી ફેરવવા બેઠો છે એટલુ જ નહિ પણ આખા શાસનની હીલના કરે છે તે સમજે છે?'

બુદ્ધિવિજય ગુરુનો તાપ જીરવી શક્યો નહિ. તે ગભરાઈ ગયો ને બોલી ઊઠ્યો: 'મહારાજ, ખૂબ સમજવા પ્રયત્ન કરુ છુ કંઈક સમજુ ય છુ પણ... .'

'શું સમજે છે?'

'મહારાજ, મારો દોષ નથી. મારા જન્મસસ્કારો ખરાબ છે આપે તે દિવસે વ્યાખ્યાનમા કહેલુ તેમ, મારા માબાપે જે સયમ પાળેલો, તેની વકરેલી વાસનાના સસ્કારો મારામા ઊતર્યા છે પ્રયત્ન છતા.' થોડા દિવસ પહેલા તપોવિજયજીએ ગૃહસ્થજીવન અને સન્યાસજીવનનો ભેદ સમજાવતા કહેલુ કે કેટલાકની વાસના માત્ર દમનથી અને ચિંતનથી શમી શકતી નથી, દમનથી ઊલટી વકરે છે. તેમને માટે ગૃહસ્થજીવન છે. એવાઓએ ગૃહસ્થજીવનના સયમનિયમથી વાસનાને વશ કરવી જોઈએ—જેમ ભડકતા ઘોડાને ધણી પંપાળતો અને ઘાસચારો આપતો વશ કરે તેમ

આ ખુલાસો સાભળતા તપોવિજયજીનો ક્રોધ હાથમા ન રહ્યો. તેમનાથી બોલી જવાયું: 'કેટલુ પાપ! મારા વ્યાખ્યાનનો કેટલો

દુરુપયોગ ! પોતાના પાપને માટે બીજાને દોષ ચડાવવાનુ કેવુ ચાપલ્ય ! અને તે પણ માબાપને માથે ! તારા પર મોટામા મોટા ઉપકાર કરનારને તુ આવો બદલો આપે છે, તો તુ જેના પર ઉપકાર કરીશ તેનાથી જ તારો સર્વનાશ થશે એ નક્કી જાણજે— જો કે તુ કોઈ ઉપર ઉપકાર જ કરવાનો નથી '

તે દિવસે ગુરુએ ભોજન લીધુ નહિ બીજે દિવસે બુદ્ધિવિજયે ક્ષમાયાચના સાથે આલોયણ માગ્યું. ગુરુએ કહ્યુ : ' સૌએ પોતપોતાનુ આલોયણ કરી લેવુ જોઈએ કોઈ કોઈ ને સલાહ આપી શકતુ નથી '

બુદ્ધિવિજયે આઠ દિવસના ઉપવાસ કર્યા. પોતાની મેળે તપ કરે છે એ વાતથી સહાધ્યાયીઓમા અને રાજદરબારમા પણ તેની કીર્તિ વધી એક દિવસ રાજાએ પોતે આવી ગુરુને મોઢે શિષ્યના, તેની બુદ્ધિના, તેની તેજસ્વિતાના, તેના ત્યાગના, સયમના વખાણ કર્યા, ત્યારે તપોવિજયજીએ કહ્યુ . ' જે માણસને સામે ગામ જવુ છે, તે તો ચાલવાનુ કેટલુ બાકી રહ્યુ એ જ વિચારે થાકે તે પાછો ફરીને કેટલુ ચાલ્યો તે જોવા ઊભો રહે ! તેમ ત્યાગ કરનારને કેટલુ છોડયુ તે ન વિચારવું જોઈએ, ક્યા જવુ છે ને તે કેટલુ દૂર છે તે વિચારવુ જોઈએ. જે માણસને તરીને સામે કાઠે જવુ છે, તેની નીચે એક માથોડુ પાણી હોય તે ય સરખુ અને પાચ માથોડા હોય તે પણ સરખું તેને તો સામે કાઠે જવુ છે જેને ડૂબકીનુ કૌશલ દેખાડવુ છે તેને માટે ફરક ખરો ! પણ જેને સામે કાઠે પહોચવાની તાલાવેલી છે તેને એ કૌશલ દેખાડવાની તમા નથી હોતી અને ડૂબકી મારનાર કૌશલ દેખાડી શકે પણ તેને ડૂબવાનો ભો ખરો સાચો સાધુ આવો વિચાર નથી કરતો અને દેહની કાતિનુ અભિમાન શુ ? દેહ તો ભૌતિક વસ્તુ છે ભૌતિક ઉપાયોથી પણ દેહ એવો કરી શકાય !'

રાજાએ પૂછ્યું : 'બાહ્યોપચારથી દેહનો વર્ણ બદલાવી શકાય ખરો ?'

'હા, એવા ઉપચારો હોય છે. કેટલાક ગુરુઓ ધર્મમાં શ્રદ્ધા બેસાડવા એવા કામમા પડે છે. પણ એ સર્વ અવળા રસ્તા છે.'

બુદ્ધિવિજયે બહુ જ ધ્યાનથી આ બધું સાંભળ્યું. જ્યોતિષના ઘણાએ ગ્રંથો ભંડારમાં હતા, પણ ગુરુએ તે ભણવાની ના પાડી હતી. પણ આ બાહ્યોપચારનો એક જ નુસખો મળી જાય તો ઘણો ચમત્કાર કરી બતાવાય! તેનો જિનશાસનનો પ્રચાર કરવામા ઉપયોગ કરી શકાય! અનેક રાજ્યો ઉપર સત્તા બેસાડી શકાય!

બુદ્ધિવિજયની બધી સ્વાર્થી મહેચ્છાઓએ જિનશાસનના પ્રચારનું રૂપ લીધુ. ઉપવાસ દરમ્યાન પોતાના જીવનધ્યેયને અનુકૂળ જીવન ઘડવા તેણે મહાન નિશ્ચય કર્યો ઉપવાસ પછી પંદરેક દિવસે ગુરુ, બુદ્ધિવિજય અને પોતા પાસે ભણતા બીજા કેટલાક સાધુઓ સાથે વિહાર કરી ગયા. કીર્તિના પ્રદેશથી દૂર લઈ જવાથી શિષ્યને ફાયદો થશે એમ તેમણે માન્યું. અને બુદ્ધિવિજયના વર્તનમાં તેમને ખરેખર ફેર દેખાયો. હવે તેણે ટાપટીપ છોડી દીધી હતી અને શાસ્ત્રાધ્યયન ઉપર તે વધારે ધ્યાન આપતો હતો. ગુરુની સેવા પણ તે વધારે નિષ્ઠાથી કરવા લાગ્યો હતો. એક દિવસ બુદ્ધિવિજય ગુરુની ઉપચર્યા કરતા કંઈક વિચારમાં પડી ગયો ત્યારે ગુરુએ પૂછ્યુ, 'કેમ, શા વિચારમા પડી ગયા છો ?'

'જી, આપનાં વચનોનું મનન કરું છુ.'

'કયા વચનો ?'

'નહિ, આપે તે દિવસે મહારાજાની સાથેની વાતચીતમાં કહેલા ? આપે તો વાતચીતમાં કહેલાં પણ સયમધર્મનો બધો ઉપદેશ

એટલામાં આવી જાય છે આપે ડૂબકી મારવાની અને તરવાની વાત કરી તે બરાબર છે! કેવુ સુંદર દૃષ્ટાંત!'

અહિત કરનાર તરફ ક્રોધ ન કરવો એ દુષ્કર છે, પણ ક્રોધ પણ જીતી શકાય છે ખુશામત જીતી શકાતી નથી! ગુરુ બુદ્ધિવિજય ઉપર પ્રસન્ન થઈ ગયા. ધીમે ધીમે તેના તરફ મમતા વધી ધીમે ધીમે બુદ્ધિવિજયને તેમણે સર્વ છૂટ આપી આખો પુસ્તકભંડાર હવે તેને માટે ખુલ્લો હતો. ગુરુએ વાચેલી જ પોથીઓ વાચવા તેણે લાડથી માગણી કરી અને ગુરુએ પોતે વાચેલી પોથીઓ ભંડારમાં ક્યા છે તે બતાવી તે એકેએક પોથી ખોલી જોઈ ગયો તેમાંની એકમાથી તેને સુવર્ણવર્ણપ્રયોગના ચાર પાના મળ્યા. એ એ જ પ્રયોગ હતો તે છાનોમાનો એ પ્રયોગ અનેક વાર વાચી ગયો, અને ગ્રથો અને કોષોના આધારે તે બધુ સમજી ગયો. માત્ર એક શબ્દ તેને ન સમજાયો 'આ આટવિક એટલે શુ?' સાધારણ અર્થ તો 'જગલનો માણસ', પણ તે અર્થ અહી બેસતો નહોતો જ! તેણે ગુરુ પાસે કોષગ્રથનું અધ્યયન શરૂ કર્યું થોડા જ દિવસમા આટવિક શબ્દ આવ્યો ગુરુને પૂછ્યો. ગુરુએ કહ્યુ, આટવિક એટલે જગલમા રહેનારા—જંગલના રાજા, ઠાકરડા એ અર્થ પણ થાય પણ એ અર્થ પ્રસિદ્ધ હતો અને એ પેલા નુસખામા બેસતો નહોતો તેણે પ્રશ્ન કર્યો. 'કોઈ જગાએ એક રાજાના પ્રતાપના વર્ણનમાં વાચ્યુ છે કે તેણે આટવિકોને આટવિકોની પેઠે બાળ્યા! ત્યા બીજા 'આટવિક'નો અર્થ શો?'

'સાહિત્યમા આવો શબ્દ પહેલી જ વાર હુ સાભળુ છું પણ અર્થ સ્પષ્ટ છે બીજા આટવિકનો અર્થ જેને અડાયું છાણું કહીએ છીએ તે ત્યા ગોમય શબ્દ ઉમેરી લેવાનો છે રસના ગ્રથોમા ગોપત્વ માટે આ પ્રમાણે નામ અનુક્ત રાખે છે'

'રસ એટલે ?'

'રસાયન શાસ્ત્ર, વૈદકનો રસાયન વિભાગ.'

બુદ્ધિવિજયનો ચહેરો એકદમ પ્રફુલ્લિત થઈ ગયો. તપોવિજય તે જોઈ ગયા. તેમણે તરત પૂછ્યું: 'કયા ગ્રંથમાં આટવિકનો આવો પ્રયોગ તમે જોયેલો ?'

'મહારાજ, યાદ નથી. કદાચ મહાભારતમાં વાંચ્યો હશે કે કોઈ બીજા પુરાણમાં.'

પુરાણોનું નામ દીધું એટલે હવે બતાવો જોઈએ એમ કહેવાપણું રહ્યું નહિ.

ગુરુ તત્ક્ષણ દૃઢ પગલે ઊઠ્યા બુદ્ધિવિજયને ત્યાં જ રાખી બીજા બે શિષ્યોને સાથે લઈ ગ્રંથભડારમા ગયા. જેટલાં જેટલા જ્યોતિષનાં અને વૈદકના ચમત્કારનાં પુસ્તકો હતા તે બધાં જાતે કાઢી કાઢી તેનો એક ખડકલો કર્યો પોતાના જ અગ ઉપરનું એક વસ્ત્ર કાઢી તેમા બધાં બાધ્યાં ને શિષ્ય પાસે ઉપડાવી બહાર લઈ ગયા. વહોરાઈ ગયેલા અગ્રાહ્ય પદાર્થની પેઠે એ બધા ગ્રન્થોને દૂર જમીનમાં ઊંડો ખાડો ખોદી ભડારાવ્યા. બુદ્ધિવિજયે શોક અને પશ્ચાત્તાપની મુદ્રા ધારણ કરી છતાં તેની આખમા ગુરુ એક પ્રકારનો વિજય પારખી ગયા,—બુદ્ધિવિજયને આખો નુસખો મોઢે હતો !—પણ કાંઈ બોલ્યા નહિ.

તે દિવસથી તપોવિજયજીની પ્રકૃતિ લથડવા માડી. તેમને એકદમ વાર્ધક્ય આવ્યું. તેમને કશામાં રસ ન રહ્યો. જાણે, ન સુધરી શકે એવી કોઈ મહાન ભૂલ થઈ હોય, આખું જીવન હારી બેઠા હોય, તેવી નિરાશામાં તેઓ કળતા ગયા. બુદ્ધિ વિજયે તેમની અદ્ભુત સેવા કરી. તેની સેવા શહેરમાં, રાજકુલમાં જ નહિ પણ આખા જૈન સઘમા વખણાવા માંડી. સૌને લાગ્યું કે તપોવિજયજી પોતાની પછી

તેનેજ આચાર્યપદે સ્થાપશે પણ એ આશા ફળીભૂત થવાના કોઈ ચિહ્નો દેખાયાં નહિ. ધીમેધીમે લોકોએ તેનુ કારણ તપોવિજયજીનું વાર્ધક્ય અને તજ્જન્ય બુદ્ધિમન્દતા માની, અને બુદ્ધિવિજય તરફનો સર્વનો પક્ષપાત તેથી વધતો ગયો

ગુરુનો અંત પાસે આવતો દેખાયો તપોવિજયજી તદ્દન ક્ષીણ થઈ ગયા બુદ્ધિવિજયે આજ સુધી ગુરુની સેવા કરવામા કશી કચાશ રાખી નહોતી. એ સેવાથી ગુરુ પ્રસન્ન થઈ કોઈ નુસખો કહેતા જશે, છેવટે પોતાની પછી આચાર્યપદવી માટે ભલામણ કરતા જશે એવી તો આશા હતીજ, પણ ગુરુ તો અવાચક થઈ ગયા! જોકે શુદ્ધિમા હતા અનેક વાસનાઓની મભમ તૃપ્તિની આશાએ બુદ્ધિવિજયે રાજવૈદ્યની માત્રા આપી ગુરુને બોલતા કરવા પોતાના સહાધ્યાયીઓને કહ્યું, પણ બધાઓએ આવા નિસ્પૃહ અને વીતરાગ ગુરુને કંઈ કહેવાનુ હોય જ નહિ એમ કહી નકામો ત્રાસ આપવા ના કહી. પણ બુદ્ધિવિજયે માન્યુ નહિ એણે બધાના દેખતાં છેવટે જગતના કલ્યાણ અર્થે અને શિષ્યોના આશીર્વાદ માટે કંઈક વચન કહી શકાય માટે માત્રા લેવા ગુરુને વીનવ્યા. બધાઓને નવાઈ લાગી કે ગુરુએ હા કહી. માત્રા મગાવી. આથી ઉત્સાહમા આવી બુદ્ધિવિજયે ફરી પૂછ્યું કે બધાને કંઈ કહેવાનું છે કે માત્ર પોતાનેજ; અને ગુરુએ નિશાની કરી કે માત્ર તેને જ કંઈ કહેવાનું છે. શિષ્યોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, અને બુદ્ધિવિજય માટે તેમનો આદર ઘણો વધી ગયો. એકાતમા બુદ્ધિવિજય માત્રા આપી ગુરુનુ વાક્ય સાંભળવા હાથ જોડી ઊભો રહ્યો. ગુરુએ માત્ર એક જ વાક્ય કહી પ્રાણ છોડ્યા : 'પેલો આટવિકપ્રયોગ કદી ન કરતો.'

બુદ્ધિવિજય માથે વજ્ર પડ્યુ હોય એવો સ્તબ્ધ થઈ ગયો. આટલી સેવા છતા કેટલો દ્વેષ! કેટલી ઈર્ષ્યા! સુવર્ણપ્રયોગને બદલે આટવિક કહી કેવુ મહેણુ માર્યું! મરતાં મરતા પણ કેવો ઘા

કર્યો ! અને બુદ્ધિવિજયને એટલો કાળ ચઢ્યો કે એ મરણ પામેલા માણસનું પણ તેણે મનના અંધારા ખૂણામાં એક સાથે સો વાર ખૂન કર્યું. પણ તે ગમ ખાઈ ગયો. ગુરુ નીચે આટલાં વરસ રહી, તેણે બીજી નહિ તો સ્વસ્થ મુદ્રા ધારણ કરવાની સાધના કરી લીધી હતી. અને એવી સ્થિતિમાં પણ તેની બુદ્ધિએ એક મહેચ્છાના વિનાશમાંથી બીજીનું સાધન મેળવી લીધું. ગુરુ પાસેથી બહાર આવતા સહાધ્યાયીઓએ ગુરુએ શું કહ્યું તે પૂછતાં, તેણે ઘણી આનાકાની કરી, છેવટે કહ્યું, 'જો બધાઓ આચાર્યપદ આપવા ઇચ્છા બતાવે તો ના ન પાડતો.'

'તે તમે ના પાડેલી હતી?'

'તેમણે અનેક વાર કહેલું ને મેં દર વખત ના કહેલી.'

બુદ્ધિવિજયને આચાર્યપદ મળતા વાર ન લાગી. હવે તેણે બધા રાજાઓના દરબારમાં પોતાનું ગુરુપદ સ્થાપન કરવા અને જિનશાસન પ્રસારવા અનેક પ્રયત્નો કરવા માંડ્યા જ્યોતિષના ગ્રંથો મગાવી શાસ્ત્રીઓ રાખી તે શીખી ગયો અને ફલજ્યોતિષથી સર્વને ચકિત કરવા લાગ્યો. અનેક રાજ્યોમાં તેણે પોતાનું વર્ચસ્વ સ્થાપ્યું. માત્ર છેવટનો પેલો તુસખો કોઈ જગાએ કરવાની તે રાહ જોતો હતો તેની પણ તેને તક મળી ગઈ. દક્ષિણનું એક મહાન રાજ્ય ચુસ્ત શિવમાર્ગી હતુ, અને જૈનોને ત્યાં સોસવુ પડતું તેનો એકનો એક કુંવર અતિશય કાળો હતો તેણે ત્યાં ચાતુર્માસ નિવાસ કર્યો. તે દરમ્યાન, પોતાની ચમત્કારક શક્તિઓનો કુશળતાથી પ્રચાર કરાવ્યો, અને છેવટે રાજાને પોતાના ષડયંત્રમાં લીધો. પાટવી કુંવરનો વર્ણ તપ્ત સુવર્ણ જેવો થાય તો રાજાએ જૈન ધર્મ સ્વીકારવો એમ નક્કી થયું આ વિજય કરીને બુદ્ધિવિજયની યોજના ઉજ્જયિનીમાં જિનશાસન સ્થાપવાની હતી. ચાતુર્માસ કરીને તે ઊપડે, ઉજ્જયિની પહોંચે, ત્યાંનું મહાજન સામૈયું કરી તેને લઈ જાય, ત્યા એક બે

દિવસમાં દક્ષિણના મહારાજ્યના દીવાન અને અન્ય દરબારીઓ, ઉજ્જયિનીના રાજાના મહેમાન થઈ પોતાને ખબર કરવા આવે, એ પ્રમાણે તેણે પ્રયોગનો દિવસ જ્યોતિષ જોઈ ગોઠવ્યો. પ્રયોગ તેને મોઢે હતો જ. એકેએક હકીકત તેણે રાજાને બરાબર લખાવી, દીવાનને સમજાવી, કુંવરને હિંમત આપી કહે તે પ્રમાણે કરવા સમજાવ્યું, અને નિયત દિવસે પ્રયોગ શરૂ કરવાનુ, અને પછી તેના ખબર ઉજ્જયિની મોકલવાનું ફરી કહી ચાતુર્માસ પૂરા થયે તેણે ઉજ્જયિની તરફ પ્રસ્થાન કર્યું.

નિયત કરેલે દિવસે રાજા અને દીવાને મહેલમાં કુંવરના પ્રયોગ માટે સ્થાન નક્કી કર્યું. નાહવાનુ પાણી તૈયાર કરવાની એક જગા નક્કી કરી, પાણી ગરમ થાય એટલે તેમા નાખવાની પડીકી કુંવરને સોંપી એ પાણીથી કુંવરે નવસ્ત્રા થઈ નાહવાનું હતુ નાહતા જરા પણ જગા કોરી ન રહી જાય. પડીકી નાખવાનુ અને નાહવાનુ કુંવરે જાતે જ કરવાનુ હતુ. કારણ કે નાહતાં અને નાહ્યા પછી બે પ્રહર સુધી એ નાહવાની જગાથી હજાર વામ સુધી કોઈ માણસે ત્યાં રહેવાનુ નહોતુ. પ્રયોગની વિચિત્રતા એ હતી કે નાહવાની જગાની પાસે જ એક પુરુષપુર લાંબો અડાયાં છાણાનો આટ કરી, સળગાવી, તેની રાખ માડમાડ સહન કરી શકાય એટલી ગરમગરમ હોય ને તરત નાહવાનુ શરૂ કરવાનુ હતુ. કુંવરે પોતે જ એ આટમા ત્રણ જગાએ આગળી બોસી પછી નાહવા બેસવાનુ હતુ

ફરતી હજાર વામ દૂર સિપાઈઓની ચોકી ગોઠવાઈ ગઈ. એટલા ભાગમા કોઈએ હાજર રહેવાનુ નહોતું મહારાજાએ પણ હાજર રહેવાનુ નહોતું, પણ એકનો એક દીકરો, બાપનો જીવ કેમ રહે? બુદ્ધિવિજય ત્યા હોત તો તેના પ્રભાવથી કદાચ રાજા દૂર રહેત, પણ અત્યારે તો એ એક વાત તે માની શક્યો નહિ. કુંવરથી પણ

છાનો તે કુંવરને દેખી શકે તેમ નજીકમાં સતાઈ રહ્યો, અને પ્રયોગ જોવા લાગ્યો.

કુંવરે કહ્યા પ્રમાણે વસ્ત્રો ઉતાર્યાં, પેલા અડાયાં છાણાના આટમાં ત્રણ જગાએ આગળી બોસી જોઈ, પાણીમાં પડીકી નાખી, પાણી હલાવી અંદર મેળવી દીધી. બધું પાણી ઘડીકમાં લીલુ બની ગયું ! કુવર જરા ડર્યો પણ પછી નાહવા લાગ્યો. ક્યાંઈ કોરો ન રહી જાય એવી સૂચના બોલવાનુ મહારાજાને મન થઈ ગયું. પણ કુંવર બરાબર આખે શરીરે નાહતો હતો. બધે પાણીએ નાહી રહ્યા પછી ખુલ્લા બેસી રહી કોરા થવાનું હતુ. ધીમે ધીમે બધેથી જરા જરા પાણી સુકાયું અને કુંવરે કાળી ચીસ નાખી ! એકદમ શરીર ખંજોળવા લાગ્યો, અને ચેળ સહન ન થતા, તેણે પેલી ગરમગરમ અડાયાંની રાખમાં પડી આળોટવા માંડયું. ઘડીમા તે બેભાન થઈ ગયો.

રાજા એકદમ દોડતો આવ્યો. તેણે કુવરને બૂમ ઉપર બૂમ પાડી બોલાવવા માંડ્યો, પણ કુવર મરેલા જેવો પડ્યો હતો. તેણે કુવરના શરીરને હાથ અડાડી જોયો તો તેનો હાથ ખૂબ ચચરવા લાગ્યો ભયમાં ને ભયમા તેણે ચોકીદરોને બૂમ પાડી પણ કોઈએ તેનો અવાજ સાંભળ્યો નહિ. ચોકીદારો તરફ દોડી જઈ તેણે રાજ-વૈદ્યને બોલાવવા કહ્યું તે ફરી કુંવર પાસે દોડી ગયો ફરી તેણે અડી જોયું તો કુવરનું શરીર તેને ટાઢું પડતુ લાગ્યું. તે ફરી ચોકિયાતો તરફ દોડ્યો. રાજવૈદ્ય માટે પૂછ્યું તો જવાબ મળ્યો કે તે બહારગામ ગયેલ છે. તેણે ત્યા ને ત્યાં ત્રણ સૌથી સારા ઘોડાવાળા સવારોને બોલાવવા કહ્યું. ચોકિયાતોમાંથી કોઈ બોલાવવા ગયા અને બાકીનાનું ટોળું કુંવરની આસપાસ જમા થયું.

રાજા ભયથી ગાંડો થઈ બૂમો મારતો હતો, અને પેલા ત્રણ ઘોડેસવારો આવ્યા તેમને દડમજલ દોડતા જઈ, બુદ્ધિવિજયનું માથું

કાપી લઈ આવવા હુકમ કર્યો. રાજવૈદ્યને આવતા એકાદ પ્રહર થઈ ગયો. તેણે આવીને આશ્વાસન આપ્યું. બધી હકીકત જાણી લીધી. વૈદ્યે કુંવરને શરીરે હાથ ફેરવ્યો. કુંવરને પસીનો વળતો હતો તેને લીધે શરીર ઠંડુ લાગતું હતુ. તેની નાડ બરાબર ચાલતી હતી. તેને અડતા હવે હાથ ચણચણતો ન હતો. થોડીવારે કુવર શુદ્ધિમા આવતો હોય એમ લાગ્યુ. તેને ધીમે રહીને મહેલમા સુવાડ્યો. બે પ્રહરે તે શુદ્ધિમા આવ્યો અને તેણે ઊંઘી જવા કહ્યું. રાજવૈદ્યે ક્ષેમકુશળનો અભિપ્રાય આપ્યો અને સૌ વિખરાવા લાગ્યું ત્યારે રાજાને પેલા ત્રણ સવારો મોકલ્યાનુ યાદ આવ્યુ તેણે દીવાનને વાત કરી. પણ હવે રાત પડવા આવી હતી બીજા કોઈ સવારો પહેલાને પકડી પાડી શકે એમ હતું નહિ. માત્ર રાજસાઢણી જ હવે તેને પહોચી શકે, પણ તેના પર રાજા સિવાય કોઇથી બેસાય નહિ। રાજાએ તરત જાતે નીકળી ઘોડેસવારોને પહોંચી જવા ઇચ્છા દર્શાવી, પણ બધા દરબારીઓએ રાત પડી હતી માટે સવારે જવા, સવાર સુધીમા કેમ રહે છે તે જોવા સલાહ આપી, અને ગુરુના આયુષ્યની ચિતાનુ, સાઢણીના વખાણ કરી, પહોચી જવાની ખાતરી આપી, નિવારણ કર્યું

રાત્રે બધા જોઈ શક્યા કે કુવર તદ્દન હોશમાં હતો, અને ધીમે ધીમે તેની ઉપરની ચામડી ઊતરતી જતી હતી અને નીચેથી નવી સારી ચામડી આવતી જતી હતી સવારે રાજા પોતાની સાઢણી ઉપર એક હોશિયાર સવાર લઈ એકલો નીકળી પડ્યો

બુદ્ધિવિજયને ઉજ્જયિની એકાદ મજલ દૂર હતી, ત્યા તેણે રાજ્યના દક્ષિણના ત્રણ સવારોને મારતે ઘોડે આવતા જોયા. હજી આ સવારો એક બે દિવસ વહેલા કેમ આવ્યા, એમ વિચાર કરે છે ત્યા તો તેને સવારોએ પડકારી ઊભો રાખ્યો. ઘોડા ઉપરથી ઊતરી બધા તલવાર તાણી ઊભા રહ્યા બુદ્ધિવિજય હામ હાર્યો નહિ. તેણે કુંવરના, રાજ્યના, ખબર પૂછવા માડ્યા, અને મહારાજાએ શા માટે

દેહાન્તની શિક્ષા કરી તેનું કારણ એટલી કુનેહ અને નમ્રતાથી પૂછ્યું કે સવારો પોતે એને શા માટે મારવો તેના વિચારમાં પડી ગયા. આ રીતે એક બે પ્રહરો તે વાત લંબાવી શક્યો, પોતે નાસવાનો નથી, મરવાથી ડરતો નથી એમ બતાવી, રાહ જોવા સવારોને લલચાવી શક્યો. પણ ત્રીજા જ પહોરે સવારોએ દૂરથી સાંઢણી જોઈ, સાંઢણી અને રાજાને ઓળખ્યો. રાજા પોતે હુકમના અમલની ખાતરી કરવા આવે છે એ વિચારથી બેબાકળા થઈ, તેઓએ એક સાથે અનેક ઘા મારી બુદ્ધિવિજયને પૂરો કર્યો.

અનેક મહત્ત્વાકાંક્ષાઓ, વિજયની યોજનાઓ, તર્કો, લોહી સાથે તેના દેહમાંથી નીકળી, ધૂળમાં ભળી ગયાં અને તેનું કશું ચિહ્ન રહ્યું નહિ!

---

## ૭ ‘હું’

### ઝવેરચંદ મેઘાણી

**ટપાલની** થોકડી લઈને હમણા જ બાલકૃષ્ણ આવી ગયો. આજે પણ ગઈ કાલની માફક જ પાચ ઠેકાણેથી નિમંત્રણો આવ્યાં : જોગેશ્વરીમા લલિતકલાનુ પ્રદર્શન ખોલવાનુ, વીરભૂમિમાં બાલસેનાની કવાયતના મેળાવડાનું પ્રમુખસ્થાન લેવાનુ, ત્રિલોકપુરમા નવુ લોકસેવામદિર……

પણ કંઈ નહિ જવા દઈએ તમને કટાળો આવશે કેમ ન આવે ? બાલકૃષ્ણ મારો દસ વર્ષનો જૂનો કારકુન, તેને પણ હસવું આવે છે કે હુ આ બધા નિમત્રણોની આટલી ચીવટપૂર્વક તારીખો', કેમ મુકરર કરાવુ છું ? હુ જવાબો લખાવું છું, તારો કરાવું છું, છેલ્લી ઘડીએ તારીખો બદલવાના સદેશા મોકલુ છું એ બધી મારી જજાળો છે એમ ન માનતા, મને એમા મોજ પડે છે

બાલકૃષ્ણ હસે છે, બીજા ઘણાઘણા મને મદમા ચકચૂર બનેલો સમજે છે મારા દરેક સમારંભના અહેવાલો, સમારભ ખતમ થાય કે તરત જ હુ લખીલખાવી છાપામાં પ્રસિદ્ધિ માટે મોકલાવું છુ એ પણ બધા જોઈ રહે છે.

હુ પણ તેઓના મારા પરના શબ્દકટાક્ષો અને આંખમીચકારાથી અજાણ નથી. તેઓ માને છે કે પ્રસિદ્ધિના મોહે મારી આંખોમા

દેહાન્તની શિક્ષા કરી તેનું કારણ એટલી કુનેહ અને નમ્રતાથી પૂછ્યું કે સવારો પોતે એને શા માટે મારવો તેના વિચારમાં પડી ગયા. આ રીતે એક બે પ્રહરો તે વાત લંબાવી શક્યો, પોતે નાસવાનો નથી, મરવાથી ડરતો નથી એમ બતાવી, રાહ જોવા સવારોને લલચાવી શક્યો. પણ ત્રીજા જ પહોરે સવારોએ ફરથી સાંઢણી જોઈ, સાંઢણી અને રાજાને ઓળખ્યો. રાજા પોતે હુકમના અમલની ખાતરી કરવા આવે છે એ વિચારથી બેબાકળા થઈ, તેઓએ એક સાથે અનેક ઘા મારી બુદ્ધિવિજયને પૂરો કર્યો.

અનેક મહત્ત્વાકાંક્ષાઓ, વિજયની યોજનાઓ, તર્કો, લોહી સાથે તેના દેહમાંથી નીકળી, ધૂળમાં ભળી ગયાં અને તેનુ કશું ચિહ્ન રહ્યું નહિ!

---

## ૭ 'હું'

### ઝવેરચંદ મેઘાણી

**ટપાલની** થોકડી લઈને હમણાં જ બાલકૃષ્ણ આવી ગયો. આજે પણ ગઈ કાલની માફક જ પાંચ ઠેકાણેથી નિમંત્રણો આવ્યા: જોગેશ્વરીમા લલિતકલાનુ પ્રદર્શન ખોલવાનું, વીરભૂમિમાં બાલસેનાની કવાયતના મેળાવડાનું પ્રમુખસ્થાન લેવાનુ, ત્રિલોકપુરમા નવું લોકસેવામદિર......

પણ કંઈ નહિ જવા દઈએ. તમને કટાળો આવશે. કેમ ન આવે? બાલકૃષ્ણ મારો દસ વર્ષનો જૂનો કારકુન, તેને પણ હસવું આવે છે કે હુ આ બધા નિમત્રણોની આટલી ચીવટપૂર્વક તારીખો' કેમ મુકરર કરાવું છુ? હું જવાબો લખાવુ છું, તારો કરાવું છું, છેલ્લી ઘડીએ તારીખો બદલવાના સદેશા મોકલુ છુ એ બધી મારી જંજાળો છે એમ ન માનતા, મને એમા મોજ પડે છે.

બાલકૃષ્ણ હસે છે, બીજા ઘણાઘણા મને મદમાં ચકચૂર બનેલો સમજે છે મારા દરેક સમારંભના અહેવાલો, સમારંભ ખતમ થાય કે તરત જ હું લખીલખાવી છાપાંમાં પ્રસિદ્ધિ માટે મોકલાવું છું એ પણ બધા જોઈ રહે છે.

હુ પણ તેઓના મારા પરના શબ્દકટાક્ષો અને આંખમીંચ-કારાથી અજાણ નથી. તેઓ માને છે કે પ્રસિદ્ધિના મોહે મારી આંખોમા

અંધાપો અને મારા કાનોમાં શીસું સીંચેલ છે. પ્રગટ થયેલ સમાચારોની કાપલીઓની નોખી એક ફાઈલ જ મેં રખાવી છે ને ઈરાદાપૂર્વક જ તે મેં મારા મેજ પર મુકાવી છે, એથી પણ મારા સાથીઓ મને ચસકી ગયેલો માને છે; પણ તેઓ મારે વિષે જે માની રહેલ છે તે પાછું હું પણ જાણું છુ એટલી વાત તેઓ કદી જ નહિ સ્વીકારે.

છેલ્લા બે અવસરોમા તો હું મારાં સાથીદારોની આખી એક મંડળી લઈને જઈ આવ્યો. મેં હવે પછીના નોતરનારાઓને ચોખ્ખું સભળાવી દીધું છે કે 'ઓછામાં ઓછો દસ જણાંનો રસાલો લીધા વગર હું નહિ જ આવુ. એ દસેયનું જાતવળતનું ગાડીભાડુ તેમ જ બીજું ખર્ચ તમે આપી શકશો?'

'જરૂર, જરૂર' કહીને એ લોકો તો ઊલટાના ખુશાલી અનુભવે છે. 'બહેનોને તો ખાસ લઈ આવજો, હાં સાહેબ!' એવો એ લોકો આગ્રહ સેવે છે; ને મેં પણ જોયું કે તેઓ કંઈ હૈયાફૂટા નથી. તેમના સમારંભોમાં મારું તેમ જ મારા મંડળનું—ખાસ કરીને સાડીધારી શરીરોનું—એક અજબ આકર્ષણ ઊભું થાય છે; ને વિના બૅન્ડે, વિના બીજાં કશા નાટકોએ આખુ ગામ જમા થાય છે

પછી તો મારા અને મારાં સગાથી બહેનોનાં ભાષણો: અમારી સહુની ગ્રુપતસવીરો તેમ જ એકલછબીઓ: અમારામાના બેચારને હાથે જુદા જુદાં ગૃહો, મંડળો, સમેલનો ખુલ્લા મુકાવવાની તડામાર: ખાસ કરીને મારી જોડેની બહેનોના થોડા કસરતપ્રયોગો, તેમ જ એ પ્રત્યેકની મુલાકાત લઈ 'મિસ મેયો વિષે આપને શુ કહેવાનુ છે?' એ પ્રશ્નના મેળવવામા આવતા ધગધગતા પ્રત્યુત્તરો· વગેરે વગેરે—અરે સરઘસ તો હુ ગણાવવા ભૂલી જ ગયો—સરઘસો વગેરે · આ બધા રંગોની રંગોળી એ ભાઈઓ છાપાંમાં તેમ જ પોતાના અહેવાલોમા એવી તો સરસ રીત પૂરી લે છે કે હવે

પછી મારે મારું સાજનમાજન લઈને જવામાં કશો સંકોચ રાખવાની જરૂર નથી જો લોકો મને ‘ એકસ્પ્લોઇટ ’ કરે છે, અર્થાત્ મારો કસ કાઢે છે, તો પછી મારે શા માટે આ છેલ્લા જીવનવર્ષોને માણી ન લેવાં? શા માટે સામો કસ ન કાઢવો?

‘માણી લેવાં’ એવો પ્રયોગ કરવા બદલ હુ તમારી કોઈની લેશમાત્ર ક્ષમા માગતો નથી આ દસ્તાવેજ તમને મારા મૃત્યુ પછી હાથ લાગશે એટલે હુ નિર્ભય છુ. એ નિર્ભયતાનો પ્રેર્યો જ હુ એકરાર કરુ છુ, કે એક ફાટેલું, થીગડા મારેલુ, શરીરને બહુ બધ ન બેસતુ એવુ કૂડતુ પહેરવાથી હુ કઈ વિરક્ત નથી થઈ ગયો. મારી ટૂંકી ધોતલી ને મારા અલગારી રંગઢગ કંઈ ત્યાગનાં કે શાંત પડેલી વૃત્તિઓના ચિહ્નો નથી મોરલાનો પિચ્છકલાપ અને સિહની કેશાવલિ, કૂકડાની માજર અને કલાકારના કેશગૂંચળા : એ તમામની અદર જે આકર્ષકતા રહેલી છે તે જ આકર્ષકતા મારા આ લધ્ધરવધ્ધર લેબાસમા તેમ જ દીદારમા છુપાયેલી છે તમે સહુ ભરમાઓ છો કે ભાઈ ઘેલા બન્યા છે પણ તમે, મારી બીજી ચાહે તેટલી ખામીઓ કાઢવા છતા ય. મારી વૃત્તિઓના લહેરીપણા પર તો અદેશો નહિ જ આણો, ખરુ? હું તમને કહેતો જાઉં છુ કે હુ ઘેલો નથી.

આઠ દિવસ પહેલાની ટપાલના પરબીડિયા મને કેવા યાદ આવે છે! તે દિવસે મેં બે પરબીડિયા કેવી સિફતથી સેરવી લીધાં! મારુ પંડખું સેવનારો શકરોબાજ બાલકૃષ્ણ પણ ન કળી શક્યો મેં એની નજર ચુકાવી—હા! હા! હવે તો મને મારા નાના નાના વિજયો પણ વહાલા લાગે છે—બુઢ્ઢા બાપને છેલ્લા છૈયા લાગે છે ને—તેવા વહાલા

સેરવેલુ પરબીડિયું હુ હવે એકલો પલો પલો ફોડુ છું. અક્ષરો હું ઓળખુ છુ. સરનામાની અદર જ એ ન ભુલાય એવો મરોડ છે વીરમતીનો પ્રદ્યોત પરનો એ કાગળ છે પ્રદ્યોત મારી

કને ઉપરાઉપરી ત્રણ આંટા મારી ગયો: પછી ગયો કે 'રાજેશ્વર-ભાઈ, મારો કાગળ છે?'

ઠંડાગાર કલેજે મેં એને કહ્યું: 'ના ભાઈ, આજે તો નથી.'

તો યે એ ક્યાં ખસતો હતો? એનું ધ્યાન તો મારી પાસે પડેલી ટપાલની ઢગલી પર જ ચોંટ્યું હતું. મારાં ચશ્માંની બાજુએથી તીરછી નજર નાખી હું પ્રદ્યોતના મુખભાવો નિહાળતો હતો. મને લહેર પડતી હતી. ભલે ને એ બેસી રહ્યો! હું શા માટે કહું કે જા! એને ખાતરી જ ન કરાવું, કે હું કદાપિ અનિશ્ચયાત્મક ના નથી કહેતો! ધીરે ધીરે મેં ટપાલ વાંચ્યા કરી. અક્કેક પરબીડિયું ફોડવામાં મેં કચકડાની છુરીને કેટલી ભિન્નભિન્ન રીતે ચલાવી? પ્રથમ ચોંટાડેલી જગ્યાએ, પછી એક ખૂણા ઉપર, પછી બીજા, પછી ત્રીજા ને ચોથા ખૂણા ઉપર.

પ્રદ્યોતની મજાલ નહોતી કે ટપાલની થોકડીને—મારી ટપાલની થોકડીને—હાથ અડકાડે. નીચે વળી વળી એણે બેત્રણ બાજુએથી કોઈક અમુક રંગનું કવર પારખવાની માથાકૂટ કર્યા કરી અને આખરે પોતાનો પરાજય પોતાના મો પર લખી લઈ ને એ ચાલતો થયો.

એ જતો હતો ત્યારે એ મારી નજરે કેવો જણાતો હતો? કઈ ઉપમા આપુ? હા, હા, યાદ આવી: એ લાગતો હતો સીચોડામાંથી ચેપાઈ ને બહાર નીકળેલા શેરડીના સાંઠા જેવો.

ટપાલનાં રંગબેરંગી પરબીડિયાં મારા ટેબલ પર મારી લિજ્જતના મેઘધનુષ્યો રચતાં હતાં. એ તમામને પતાવી ઘડીમાં મેઘધનુષ્યો રચતો અને ઘડીમાં મારી રચનાઓને વિખેરતો હુ ઊભો થયો. પ્રદ્યોતને હુ શોધતો હતો. અમારી સંસ્થાના 'ગ્રામસેવકમંડળ'ના ઉતારામા એ હોવો જોઈએ. લટાર મારતા મારતાં હુ તો એ ઉતારાની તપાસ અર્થે જ જાણે આવી ચડ્યો હોઉં એવુ દેખાડવા માટે મેં માળીને એક ચીમળાતો ગુલાબનો રોપ બતાવ્યો, ને કહ્યું

'માળી, તારો અને મારો સમાન ધંધો: હુ જગતના માનવપુષ્પોનો માળી, ને તું આ વનસ્પતિનો તને આ રોપ સુકાયો દેખી દુ:ખ નથી થતુ? મારા તો શ્વાસ ઊડી જાય, જો મારુ એક પણ સહકર્મચારી સુકાય તો'

હુ મકાનમાં ગયો 'આ પાણીના ગોળામાં ફૂગ તો નથી જામતી ને?' એમ કહેતા કહેતા મેં ગોળાની અંદર હાથ ફેરવ્યો, ત્યા તો અદરથી પ્રદ્યોતનો નિશ્વાસ સભળાયો.

'કોણ છે અદર?' કહેતો હુ દાખલ થયો. પ્રદ્યોત નાક–મોં લૂછતો હતો.

'કેમ પ્રદ્યોત, તમને વળી પાછી શરદી લાગી શુ?'

પ્રદ્યોતે માથુ હલાવ્યું.

'ચાલો, યુકેલિપ્ટસ છાટી દઉં તમારા રૂમાલમા'

પ્રદ્યોતે ફરી પાછું માથું ધુણાવ્યું, પણ નકારમા.

'કેમ? શરીર બગડચુ છે તેથી કંઈ નથી ગોઠતુ? ઘર સાભરે છે? માબાપ યાદ આવે છે?' મે વહાલભર્યા હાથે એને પપાળતા પપાળતાં પૂછ્યુ.

એણે ફરી ડોકુ ધુણાવ્યુ—નકારમા પણ એની આખોએ જુદો જવાબ દીધો—હકારભર્યા આસુઓનો

'અરે ગાડાભાઈ!' મે હસીને એની પીઠ થાબડી: 'આટલી પોચી લાગણીવાળા થયે કઈ ગ્રામસેવા થવાની છે? વજ્રશો કઠોર બન. મારો દાખલો લે. મારુ કુટુંબ ક્યા રઝળતુ પડચું છે! પણ હું એને યાદ જ કરતો નથી.'

પ્રદ્યોતને ચોધાર રુદન ચાલ્યું મેં જોઈ લીધુ કે લોઢું તપી લાલચોળ થયું છે મેં સવેળાનો ઘણ ચલાવ્યો

'જા જા, ઊઠ, સાંજની ગાડીમાં ઊપડ. જઈ આવ તું તારે. કુટુંબ પ્રત્યેનો પણ આપણો ધર્મ રહ્યો છે સુખેથી જા.'

પ્રદ્યોતે કાકલૂદીભર્યાં નેત્રે મારી સામે જોયું. મેં જવાબ દીધો.

'હું સમજી ગયો. બેફિકર રહેજે. હુ કોઈને નહિ કહુ કે તું આટલો ભાગી પડ્યો હતો. નહિજ કહું હુ સમજું છું. આપણે સહુ મનુષ્યો જ છીએ'

: ૨ :

**સાંજની** ગાડીમાં એ ઊપડી ગયો. તે પછીના બે કલાકો મારે માટે જુગજુગ જેવડા ગયા. પ્રદ્યોતને લઈ જતી ગાડીના તથા વીરમતીને લઈ આવતી ગાડીના ક્રોસિંગનો મને ભય હતો કદાચ એકબીજા મળી જશે તો?

પણ મારા એ બે કલાકના જાપ ફળ્યા વીરમતી આવી પહોંચી.

શ્વાસભરી એ મારે મકાને આવી. મારી ગાદી ઉપર એ મારી પુત્રી શારદાના જેટલા જ સ્નેહદાવાથી ઢળી પડી. એના માથામાં તાજી જ બાંધેલી વેણી હતી, સાંજે પેલા જકશન પરથી જ લીધી હોવી જોઈએ.

મેં ચકિત બની પૂછ્યું. 'તેં શું બીજા વર્ગમા મુસાફરી કરી?'

એ કહે: 'ના રે!'

'ત્યારે આ તારા કપડાં આટલા સ્વચ્છ ક્યાંથી? તારા કાનમાં યે એંજિનના ધુમાડાની કોલસી નથી એ શી નવાઈ?'

અલબત્ત, તમે સમજી શકશો કે હુ વીરમતીના કાનને લૂછી રહ્યો હતો.

'હેં! કહે તો, આ શું?'

એ શરમિંદી બની ગઈ, વાયુની લહરમા મરોડ લઈને તીરછી છટાથી ફૂલ દાખવનાર કોઈ ફૂલછોડની માફક એણે પોતાનું આખુ અગ મરડીને મોં ખોલ્યું

‘ . જ કશને નાહીને કપડા બદલ્યા ’તા.’

‘ક્યા નાહી ?’

‘સ્ટેશનના નળ ઉપર’

‘અરરર ! એમ નાહવાય, ગાડી ! આપણી સસ્થાને માટે કોઈ શુ કહે ?’

‘પણ એ નળો તો નહાવાને માટેજ છે ને ! ત્યા પાટિયાં લગાવેલ છે.’

‘પણ બહેન ! આપણું જીવન કઈ પાટિયાંને આધારે નથી ચાલતુ ને ? તેં એ દશ્ય પાટિયું દીઠું કે ‘આ નળ નાહવાનો છે’ પણ જીવનના માર્ગ ઉપર પાટિયા ન લગાવેલી એવી કેટલી કેટલી નીતિરીતિઓ પડેલી છે !’

મેં જોયું કે વીરમતી કશુ સમજી ન શકી. મારે પણ એ જ કામ હતુ : એને સમજાવવાનું નહિ, એને અણસમજની મુગ્ધતામા મૂઝવવાનુ

‘એ તો ઠીક, પણ બે કલાકમા શું ખાટુમોળુ થઈ જવાનુ હતુ ? અહી આવીને નો’તુ નવાતુધોવાતુ ?’

એ કશો ઉત્તર ન દઈ શકી એ કશુક પૂછવા પ્રયત્ન કરતી હતી; પણ હુ શા માટે એને સૂચન પણ કરુ ? મે કહ્યું :

‘જા, સ્વસ્થ થા’

એ ઊઠી. બારણા સુધી ગઈ, પછી એણે પાછા વળીને પૂછ્યું : ‘મને સ્ટેશને કોઈ લેવા કેમ નહોતુ આવ્યું ?’

'તેં ખબર આપી હતી?'

'હા.'

'શી રીતે?'

'કાગળ લખ્યો હતો.'

'કોના પર?'

એણે આડો જવાબ દીધો: 'મારું કવર મળ્યું જ નથી કોઈને?'

'કવર? ના! કવર શીદ લખવું પડ્યું? આવવાના ખબર દેવા એમાં કવરનો ખર્ચ? તું કેટલી ઉડાઉ છે, બચ્ચા!'

'નોટ–પેઇડ થયું હશે?' એ એની જ વિચાર–ધૂનમાં હતી.

'કેમ, ભાર વધારે હતો? મારા પર કશા ઉદ્ગારો તો નહોતા ઠાલવી મોકલ્યા ને?'

આવી આવી મારી 'અવળવાણી' સામે વીરમતી એક ખામોશી-ભર્યો પાઠ ભજવી રહી હતી. પણ હું એને સાપટમાં લેવા જ મથતો હતો. આખરે, શિકારીએ છેક કોઈ ખૂણામાં પેસાડી દીધેલી હરણી જેમ જવાના માર્ગો બંધ થયા દેખી શિકારીનો સામનો કરે, તેમ વીરમતીએ પણ પૂછ્યું: 'પ્રદ્યોતચંદ્ર અહીં નથી?'

'વાહ! મારા પ્રશ્નોનો જવાબ તો દેતી નથી ને આડુંઅવળું મારી ઉડાવણી કરનારું પૂછ્યા કરે છે તું તો, બહેન!'

'કહો ને!' એણે શરમ છોડી.

'એને તો જવું પડ્યું.'

'ક્યાં?'

'એને ઘેર.'

'કેમ?'

'સહેજ શરદી જણાતી હતી એટલે મારી મૂંઝાઈ ગયો!'

'ક્યારે ગયા?'

'તમારી બેઉની ગાડીનુ ક્રૉસિંગ જંકશન પર જ થયું હશે.'

ને મારા મનમાં એક વાક્ય રહી ગયું તે આ હતું: 'તને કદાચ એણે સ્નાન કરતી પણ દીઠી હશે.'

'પણ એ ગયા ક્યાં?'

'બીજે ક્યાં! એને ઘેર.'

'એને ઘર જ નથી, માબાપ પણ નથી; કોઈ નથી'

'હવે એ બધી તો મને શી ખબર? એને વિષે મારા કરતાં તને વધુ ખબર છે એ ય હુ શું જાણુ ભલા?'

મારા એ શબ્દો—હુ જાણું છું—શ્વાનના દાત સરખા હતા: તીક્ષ્ણ અને લાબા એ શબ્દોએ વીરમતીના કાળજાનો એક લોચો જાણે કે તોડી લીધો.

'રાજેશ્વરભાઈ!' વીરમતીએ દડદડ આંસુડે કહ્યું: 'હુ આશીર્વાદ લેવા આવી હતી.'

'શા બાબત?'

'પ્રદ્યોતચંદ્રની જોડે......' એ અટકી પડી.

'ઓ...હો!' મેં ચિંતાજનક વિસ્મય બતાવ્યું. 'હવે સમજાયું આશીર્વાદ—તો હુ જરૂર જરૂર આપત, પરંતુ..' હુ સહેજ થંભ્યો. 'તારે મને પૂછવું તો જોઈતુ હતું ને?'

'એમા પૂછવાનું શું?'

'પૂછવાનુ શુ? એ પણ ભલી વાત! તારું આગલુ વેવિશાળ તોડાવનાર કોણ? તારા માતાપિતાને મક્કમ બનાવનાર કોણ?

તારા સામાવાળાઓની નાગાઈનો સામનો સામ, દામ, દંડ ને ભેદથી કરનાર કોણ ? બોલ.'

'તમે—મારા પિતાતુલ્ય તમે જ.'

આ 'પિતાતુલ્ય'નું પદવીદાન મને ગમ્યું નહિ. મારે કોઈના પિતા નથી થવું. મને એનો શબ્દ બહુ ડંખ્યો. શું હું એટલો બધો બુઢ્ઢો થઈ ગયો છું, કે મને જુવાન સહકર્મચારિણીઓ પણ 'પિતાતુલ્ય' સમજી બેસે ? પણ મેં મારી ચીડ છુપાવીને હસતાં હસતાં કહ્યું :

'તો પછી ગાંડી ! તને એક વાર બચાવીને શું મારે જ તને પાછી ઊંડી ખાઈમા ઉતારવી, એમ ?'

'ઊંડી ખાઈ!' એણે લાલચૂમ રડતી આંખો મારી સામે તાકી.

'ત્યારે નહિ ? મૂરખી! આ પ્રદ્યોતનો પૂર્વઇતિહાસ જાણે છે તું ? તું શું જાણે ? એ તો એ તને બનાવી જાય, મને ન બનાવી શકે. હુ તો ૧૯૦૬ના રાષ્ટ્રઆંદોલનથી માંડી આજ સુધી દેશજનોની ગોવાળી કરુ છું. હું તો ભરવાડ છુ. હાથ ફેરવીને મારાં ઘેટાના જૂના રોગો પારખું છું.

'પણ એણે એનો આખો ય પૂર્વવૃત્તાન્ત મને કહ્યો છે'

'એ ..મ છે ! ! !' હુ દરેક અક્ષર ચીપીચીપીને બોલ્યો.

'ને એણે...' વીરમતી જરાક થોથરાઈ ગઈ 'એ પૂર્વજીવનને પોતાનાં આંસુ વડે ધોયું છે'

'ઓ...હો ! હો ! !' મેં ગમ્મત કરી . 'તું તો ગ્રામસેવાનું શિક્ષણ લેતી લેતી કવિતા પણ કરવા મંડી ને શું ?'

હું યાદ કરતો હતો—મારા કયા પુસ્તકનું એ વાક્ય વીરમતીએ ચોર્યું હતું ?

'મૂરખી રે મૂરખી !' મેં એને થાબડી: 'ઉતાવળી બની ગઈ! મને વિશ્વાસમાં તો લેવો'તો ! ને હજુ ય શું બગડી ગયું છે ? તારા

મનમાં એ જ જો દઢ સકલ્પ હોય તો એમ વેતરણુ ઉતારી આપુ. જા, પ્રભાત થવા દે; અને હા, પ્રદ્યોત ક્યાં ગયો હોવો જોઈએ ?’

વીરમતીએ પ્રદ્યોતને સઘરનાર એક સ્થાનનું મનેસરનામુ આપ્યુ.

એ ગઈ. મેં તરત જ ‘અર્જન્ટ’ તાર મૂક્યો. ‘પ્રદ્યોતચદ્ર, તમારે ફરીથી અહી આવવાનુ નથી’

વળતે દિવસે પ્રભાતે પ્રાર્થના પૂરી થઈ કે તરત જ મેં અમારાં પચાસે ગ્રામસેવાભ્યાસીઓની મેદની વચ્ચે ગંભીર સ્વરે વાત કરી·

‘તમને સર્વને મારે ગ્રામસેવાના હિતને કારણે એક કલકકથા વિદિત કરવાની છે બહુ વ્યથિત હૃદયે એ કહીશ’

સહુ સંકોડાઈ ગયા કોના પર વીજળી ત્રાટકવાની હશે ? પચાસે ચહેરા ઉપરથી લોહી ઊડી ગયું. એ લોહી નિહાળીને મે સતોષ લીધો

મેં ‘એક ભાઈ અને એક બહેન’ની કલકકથા શરૂ કરી ત્યારે સોય પડે તો ય સભળાય એવી સ્તબ્ધતા પથરાઈ ગઈ કથાને પૂરી કરતા સુધી મે નામો દબાવી રાખ્યા નામો જાહેર કર્યા ત્યારે જાણે ત્યા બે જણાને ફાસી દેવાઈ ગઈ.

મને સતોષ થયો હુ વેદનામૂર્તિ બનીને સહુની વચ્ચેથી નીકળી ગયો ત્યારે જાણે કે ત્યા જીવતા જીવો નહિ પણ પાળિયા ઊભા હતા.

પાછળથી કોઈએ આવીને મને કહ્યુ : ‘વીરમતીને મૂર્છા આવી ગઈ છે.’

મેં આદેશ દીધો ‘એને સાંજની ટ્રેઈનમા એના માબાપ કને મૂકી આવો’

બપોરે વીરમતી મારી કને આવી રોઈરોઈને એનો ચહેરો સુદર બન્યો હતો.

એણે કહ્યું : 'એક જ પ્રશ્ન પૂછવા માગું છું.'

મેં કહ્યું : 'જરૂર પૂછો.'

'આમ શા માટે કરવું પડયું ?'

'તમે બેઉ મારાથી છૂપી રમત રમ્યાં તે માટે.'

'તમે એમ ધારો છો કે અમે નહિ પરણી શકીએ ?'

'મેં છાપાંમાં ખબર મોકલી દીધા છે, તમારા માતાપિતાને લખી નાખ્યું છે, પોલીસને પણ ચોમેર ખબર આપી દીધી છે. શક્ય એટલુ બધુ જ કર્યું છે, ને જરૂર પડ્યે વધુ કરીશ.'

'રાજેશ્વરભાઈ!' એના કંઠ આડે જાણે કોઈ ડૂચા ભરાયા હતા · 'તમારાં પુસ્તકો, તમારી જીવનકલ્પનાઓ, નવરચનાનાં તમારા સ્વપ્નો...એમાથી પ્રેરણા ..લઈ...અમે ..'

'બસ, વીરમતી ! ઝાઝાં sentimental થવાનું મને પસંદ નથી. થયું.'

વીરમતીને પાછી મૂર્છા આવી.

એના મો પર પાણી છાંટતો છાંટતો હુ એને પંપાળતો હતો.

સાંજે એ ગઈ. વળતા દિવસની સવારે હું અને મારાં પાચ સાથીદારો ગ્રામસેવાનુ એક નવુ મથક ખોલવા ઊપડી ગયાં.

હમણાં જ મને બાતમી મળે છે કે 'અમદાવાદના એક પીઠામાં પ્રદ્યોત દારુ પીતો હતો.'

શી નવાઈ! એનું નામ જ જાતીય વિકૃતિ.*

---

* એક રાષ્ટ્રસેવકની રોજનીશીમાંથી

# ૮ આંખ

## સ્નેહરશ્મિ

બીજે દિવસે સવારે આઠ વાગ્યે તેને ફાસી દેવાવાની હતી. તમારી નિકટમા—માત્ર એક ફૂટના અતરે બેઠેલો એક જુવાન માણસ, તદ્દન સાજો, તદ્દન આરોગ્ય સ્થિતિમા કાલે તો હમેશને માટે આ દુનિયામાથી જતો રહેશે—ના, તેને હમેશને માટે આ દુનિયામાથી વિદાય કરવામાં આવશે, એવી જરા તમારા મનમા કલ્પના કરી જુઓ અને પછી કહો કે કેવા વિચાર, કેવી લાગણી તમારા અતરમા ઊઠે છે. આજે આખો દિવસ મને એ ને એ વિચારોજ આવતા હતા તે જયારે વિચારશે કે આ ધરતી ઉપર આજની રાત તેને માટે છેલ્લી છે, સ્નેહના અસખ્ય નેત્ર જેવા એ તારાઓ, હૃદયની નાજુક ઊર્મિ જેવાં ફૂલો, એ લતાઓ, એ પંખીઓ, એ બધુ હવે ફરી જોવાનુ નહિ મળે ત્યારે તેને શું થશે? આજ આખી રાત તેને કેવા વિચારો આવશે? બીજે દિવસે સૂરજને ઊગતો જોતા આ તેનો છેલ્લો જ સૂર્યોદય છે એમ વિચારતા તેને શુ થશે? સાચે જ, હુ આજ મૃત્યુની—સાક્ષાત્ કૃતાન્ત કાળની ગૂંગળાવી નાખે એવી પાખ નીચે જ જાણે રુંધાઈ રહ્યો હતો.

રોજ તેને સાંજે દોઢ કલાક ફરવા બહાર કાઢવામાં આવતો. તેની સાથે હું પણ ત્યારે ફરતો ફાસી ખોલી સામેની જગ્યા ફરવા

માટે સુંદર હતી. આ ધરતીને છોડી જનાર માણસ ધરતીની મીઠી, નાજુક સ્મૃતિ સાથે લઈ જાય એવી એ જગ્યા હતી. સામે નવ નવ લીમડાઓની બે સમાન્તર હાર હતી, અને વચમાં સુંદર રસ્તો હતો. રસ્તાની બન્ને બાજુએ નાનકડી વાટિકા હતી. તેમાં ગુલાબ, મોગરો, ડોલર, વગેરે ફૂલોની સમૃદ્ધિ છલકાતી હતી. મૃત્યુના વદન ઉપર પણ આવી નાજુક રેખા માનવી વિકસાવી શકે છે! પણ ધરતી છોડી જનાર માટે એ નાજુક રેખા વધુ ભયંકર ન હોય? જેણે ફાંસીની શોધ કરી હશે તેણે જ કોઈ જુદા વિચારથી એ યોજના ન કરી હોય? કોણ કળી શકશે માનવ હેતુઓની અગાધતા?

મને આશા ન હતી કે આજે એ ફરવાનું પસંદ કરે. માંડ પંદર કલાક માટે તેનું શરીર હતું, તો હવે તેની કાળજી પણ શી રાખવી? પણ ના; તે તો નિયમિત સમયે બહાર નીકળ્યો. મને જોઈ સહેજ સ્મિત કરતાં તેણે પૂછ્યું: 'કેમ મનુભાઈ, આંટા મારશું કે?'

મેં ગમગીન હૃદયે જવાબ આપ્યો: 'હા; તમારી ઇચ્છા હોય તો.'

તેણે કહ્યું: 'નહિ તો ખાધેલુ પચશે કેમ?'

મેં કંઈ જવાબ ન આપ્યો. આ માણસ કાલ સવારે તો હતો ન હતો થવાનો છે, છતાં આજે હજુ 'ખાધેલુ પચશે કેમ?' એવુ કહે છે! તેનુ હૃદય કેવું છે! મને વિચારમા પડેલો જોઈ તે બોલ્યો:

'કેમ મનુભાઈ, વિચારમા પડી ગયા? તમને લાગે છે કે આ શરીરનું હુ કેવું ગાંડુ જતન કરુ છું! ખરું ને? પણ એવું કંઈ જ નથી. શા માટે મોતને આપણે એટલુ બધુ મહત્ત્વ આપવું જોઈએ? તેનો વિચાર કરીએ તો તેનુ અસ્તિત્વ જણાય—પણ તેનો વિચાર જ ન કરીએ તો?'

તેનો આવો અદ્‌ભુત માનસિક સયમ જોતા તેની આગળ મારુ મન મને ઘણુ નાનું, ઘણુ સકુચિત, ઘણુ નબળુ લાગ્યું મેં તેને ધીરજ આપવા કેટલાંક વાક્યો ગોઠવી રાખ્યા હતા તે બધા સરી પડ્યા. મે કહ્યુ

'જેરામભાઈ, તમારી વાત સાચી છે. સુખદુઃખ કેવળ મન જ સર્જે છે. પણ કહો—મને માફ કરજો, મારે આવો પ્રશ્ન પૂછવો ન જોઈએ. પણ મારાથી રહી શકાતુ નથી—મને કહો કે આજે તમારા મનમા શા વિચાર આવે છે?'

'વિચારને હવે હુ બહુ આવવા દેતો નથી હા, આજે સવારે જ્યારે કીકી મને મળવા આવી તે વખતે મારુ હૃદય લગભગ તૂટી ગયું. માણુસ બધુ વેઠી શકે છે—માત્ર આ જ તેનાથી ન વેઠાય ઈશ્વરે જોયું હશે કે માણુસ મોતને તો ઠોકરે ઉડાવી શકે છે તેથી જ તેણે આવી સ્નેહની ગાઠ યોજી હશે પણ હવે એ બધુ જવા દો. અત્યારે તો મનમાથી એ બધા વિચાર પણ કાઢી નાખ્યા છે. કાલનો હવે મારે કંઈ વિચાર નથી કરવાનો, એ વિચારે મારા મનમા એક પ્રકારનો આજે ભારે સતોષ પણ થઈ રહ્યો છે તમે એ નહિ માનો. તમારી જગ્યાએ હુ હોઉં તો હુ પણ ન માનુ. પણ મનુભાઈ, એ સાવ સાચુ છે. એક પ્રભાત, બીજું પ્રભાત, ત્રીજું, ચોથુ ... ..આમ અનેક પ્રભાતો તેમના અનેક પ્રશ્નના ખોબા ભરી તમારી સામે આવી ને ઊભા રહે તેના કરતા હવે નિર્વિકલ્પ સ્થિતિમા જવાનું છે એ વિચાર જરૂર સતોષ અપાવે એવો છે'

'પણ હુ એ રીતે નથી જોઈ શકતો, જેરામભાઈ આ સૂરજ કાલે છેલ્લી જ વખત જોવાનો મળશે એમ જો મને કોઈ કહે તો હુ ખરેખર મૂંઝાઇ જાઉં'

'શા માટે? કોઈક દિવસ તો એ સ્થિતિ આવવાની જ છે ને? અને ત્યારે કોઈ તમને એવી નોટિસ પણ નથી આપવાનુ

આ તો તમે જાણો છો કે આ છેલ્લો સૂર્યોદય છે—તો પછી તેને બરોબર તમારા પ્રાણમાં શા માટે નહિ ઉતારી દો? અને એ સૂર્યનો કંઈ એકલા દેહ જોડે થોડો જ સબંધ છે?'

તેની આવી અદ્ભુત તટસ્થતા જોઈ મારુ મન વધુ મજબૂત બન્યું. ઘણા દિવસથી મને એક મૂંઝવણ થયા કરતી હતી. જેરામ બધી રીતે એક ગંભીર, સંસ્કારી માણસ હતો. આવા માણસને ખૂની તરીકે સ્વીકારવા મારુ મન ના પાડતું હતું. પણ તેનો ઇતિહાસ પૂછવાની હુ હિમત કરી શક્યો ન હતો. પણ આજ તો મને લાગ્યું કે માત્ર કુતૂહલ નહિ—મારી ઉપર તેનો ઇતિહાસ જાણવાની ફરજ પણ હતી. આવો માણસ જે ભાગ્યે જ ગુસ્સે થાય તે કોઈ દિવસ ખૂન કરે ખરો? અને કરે તો શા માટે? ઘણી વખત નિર્દોષ માણસો ફાંસીએ ચઢ્યાની વાત મેં સાભળી હતી. એવુ તો કંઈ ન હોય? મેં હિમત ભેગી કરી પૂછ્યું.

'તો જેરામભાઇ, આજ તમે તમારો એ આખો ઇતિહાસ મને માંડીને કહો.'

'એમાં કંઈ બહુ માલ નથી, મનુભાઈ પણ તમારુ કુતૂહલ આજે મારે દૂર કરવુ જ જોઈએ એમ મને લાગે છે, એટલે ટૂંકમાં પતાવીશ'

'નાની ખેડથી હરણગામ મારી બદલી થઈ શારદા, કીકી ને હુ હરણગામ સાથે જ ગયાં. માસ્તરોએ અગાઉથી ઘરની બરોબર વ્યવસ્થા કરી હતી એટલે અમને ઠરીઠામ થતાં વખત ન લાગ્યો અમે બે ચાર દિવસ આમ ત્યાં રહ્યા હઈશું એવામાં એક દિવસ નારણ અમારે ઘેર આવ્યો મેં તેને અગાઉ કદી પણ જોયો ન હતો, પણ તેને જોતાં જ મારા મનમા ન સમજાવી શકાય એવી કોઈ ઘૃણા છૂટી. તેની આંખમાં મને એવુ કંઈ લાગ્યું જેથી જુગુપ્સા જ જાગે. વિવેક ખાતર મારે તેની સાથે વાત કરવી પડે, પણ વારંવાર

'પાણી પીવુ છે મારે ગળે સોસ પડે છે.'

'આટલામા પરબ તો ક્યાથી હોય?' તેનો વર ગણગણ્યો

અને તરત એક બાળકનું રડવું સભળાયુ. તેના સસરાએ એક ખૂંખારો ખાધો 'હા, છે પરબ ચાલો!'

શબૂને પોતાના વરના મો પર એક રીતની મૂંઝવણ દેખાઈ. તેને તે ન સમજાયુ અને સસરો ચાલવા લાગ્યા. તેની પાછળ વરે ચાલવા માડયું. અને તે પણ ચાલવા લાગી.

તેઓ થોડુક ચાલ્યાં તેને લાગ્યુ કે તેઓ બધા અવાજથી ઊલટી દિશામા જઈ રહ્યા છે છોકરાનું રડવું આઘુ ને આઘું જતુ જાય છે.

'આમ ક્યા જઈએ છીએ? આમ ક્યાં જઈએ છીએ? પરબ તો આણી કોર લાગે છે!' તે બોલી.

'પરબ તો આણી કોર છે, વહુ! એ તો તમને સભળાય છે એવુ.' સસરાએ જે દિશામા જતા હતા તે મોર હાથ કરી કહ્યું

અને તેઓ ચાલ્યે ગયાં. બાળકનુ રડવુ તમરાના એક આછા અવાજ જેવુ બની ગયું.

પાણી! પાણી! પાણી! તેને ગળે ડૂમો ભરાવા લાગ્યો 'મારાથી હવે નહિ હીડાય મને પાણી લાવી આપો' કહી તે બેસી પડી.

તેની આગળ ચાલતા બાપદીકરો અટક્યા. બાપે ચારે કોર એક નજર નાખી બધે ય સૂમકાર હતો. એકલો પવન રેતીની વાછટો ઉડાડતો વાતો હતો

'નહિ હીડાય?' તેના સસરાનો અવાજ આવ્યો 'અલ્યા, શું જોઈ રહ્યો છે?' તે દીકરાને ઉશ્કેરતો લાગ્યો

તેનો વર તેની પાસે આવ્યો. તે માથે હાથ દઈને ઘઘટો ઢાળીને બેઠી હતી. વરનો પડછાયો પોતાના પર પડતો તેણે જોયો.

તે ઘૂંઘટો ઊંચકી વર સામે જોવા ગઈ. ત્યાં વર તેના પર તૂટી પડ્યો, અને બે ય હાથે તેની ગળચી પકડી લીધી.

તે ચોંકી. બેફામ બની તે ઢળી પડી, પણ તરત જ તેણે વરને પેઢામા લાત મારી. વર દૂર જઈને પડ્યો. તે ધીરેધીરે ઊભો થતો હતો. ત્યાં સસરાની ખુન્નસ ભરેલી આંખો તેને પોતાના માથા પર ઝઝૂમતી દેખાઈ.

સસરાના ગાંઠાળાં આંગળાંવાળા વરુના પંજા જેવા હાથ તેના ઘોઘરાની આસપાસ ભીડાયા. અને દાંત કચકચાવી તેનુ ગળું ભીસતાં તે બોલ્યો :

'નહિ હીડાય? નહિ હીડાય? આટલા વરસ નથી હીંડી તે હવે કેમ કરી હીડવાની છે? ચરી ખાવું છે, ચરી. તુ મારા ઘરમા ન હોય! છિનાળ! એ તો હવે અહી જ...અલ્યા એ હીજડા! શું જોઇ રહ્યો છે? પકડ, પકડ એના પગ!'

તેના ગળા પર ભીંસ વધતી જતી હતી. તેના પગ પછાડા મારવા લાગ્યા. તેનો વર તે પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યો તેના ગળામાં તેને સોસ વધવા લાગ્યો. મહીસાગરના પાણીમાં પોતે ડૂબકી મારતી હોય તેવું તેને ઘડીક લાગ્યું. તેની આંખો ખેંચાવા લાગી. તે ઘડીક એકદમ ખૂલી ગઈ. તેના મોં પર સસરાનું વરુ જેવું મૂછાળું મોં ઝઝૂમી રહ્યું હતું. એ મોંની પાછળ જે થોડુ આકાશ દેખાતું હતું તેમાં તેને દેખાયું કે એના બાપ જાણે હવામાં આમતેમ આંટા મારી રહ્યા છે, પોતાના બચ્ચાને પીખી નખાતુ જોતો કોઈ ગીધ ઊડતો હોય તેમ.

'બાપા!' તેના ગળામાંથી છેલ્લો આવાજ નીકળ્યો. અને પછી જાણે કોઈ પેટીમાં પોતે પુરાતી હોય તેવા ભાવ અનુભવતા અનુભવતાં, દૂરદૂરથી બાળકના રડવાનો આવાજ સાંભળતાં સાંભળતા તેની આંખો મીચાઈ ગઈ.

સસરો તેના ગળા પર એક છેલ્લી જોરાવર ભીંસ દઈને ઊભો થઈ ગયો. દીકરાને લાગ્યું કે પોતે પકડેલા પગ હવે જરાયે જોર નથી કરતા, એટલે તે પગ મૂકીને ઊભો થયો. શબૂની આંખો અને જીભ બહાર નીકળી આવ્યા હતા.

'બાંધી દે એનું મોઢું ' બાપે કહ્યું

છોકરો એમનો એમ ઊભો રહ્યો

'મરે તુ, રાંડવા!' કહી બાપ ઊભો થયો. અને એક અનુભવીની દૃઢતાથી અને સ્વસ્થતાથી તેણે દીકરાની વહુના મોં પર તેની ચૂંદડી વીંટી દીધી. ....

થોડી વાર પછી રેતીમાં સ્ત્રીના શરીરને ઠાવુ પાડી બને જણુ, જે દિશામાંથી બાળકનુ રડવું સંભળાતુ હતુ તે દિશા તરફ ચાલવા લાગ્યા.

પરબે પહોંચી તેમણે પાણી પીધું બાપે પરબવાળીને પૂછ્યું. 'કેમ, છૈયું આટલુ બધુ રોવે છે?'

'એને કોગળિયું થાય, આજ સવારનું રડે છે, રૂપા હોણુ' અને પછીથી બોલી. 'કેમ વહુને તેડી લાવ્યા કે નહિ?'

રૂપા હોણુ ચૂંગી ભરતાં બોલ્યા: 'ના મોકલી! બૂન!'

'એ તો મૂઆ એવા જ છે! કેટલાં વરસથી ઘાલી રાખી છે એમને માતા ભરખે!'

'હશે, બૂન! એવુ ના કહીએ' કહી રૂપા હોણુ ઊઠયા અને જતાજતાં પરબવાળીના હાથમાં એક રૂપિયો મૂકયો.

'લે, છૈયાને ખાવાનું આપજે'

આ ડોસા પાસેથી ગાડાના પૈડા જેવો આખો રૂપિયો મળવાથી પરબવાળી બાઈ ઘણું અચરજ પામી અને કંઈક મૂંઝાતી આંખે તેમની પાછળ તાકી રહી

તે ઘૂંઘટો ઊંચકી વર સામે જોવા ગઈ. ત્યાં વર તેના પર તૂટી પડ્યો, અને બે ય હાથે તેની ગળચી પકડી લીધી.

તે ચોંકી. બેફામ બની તે ઢળી પડી, પણ તરત જ તેણે વરને પેઢામાં લાત મારી. વર દૂર જઈને પડ્યો. તે ધીરેધીરે ઊભો થતો હતો. ત્યાં સસરાની ઝુનૂસ ભરેલી આંખો તેને પોતાના માથા પર ઝઝૂમતી દેખાઈ.

સસરાના ગાંઠાળાં આંગળાંવાળા વરુના પંજા જેવા હાથ તેના ધોવરાની આસપાસ ભીડાયા. અને દાંત કચકચાવી તેનું ગળું ભીંસતાં તે બોલ્યો :

'નહિ હીડાય? નહિ હીડાય? આટલાં વરસ નથી હીડી તે હવે કેમ કરી હીંડવાની છે? ચરી ખાવું છે, ચરી. તું મારા ઘરમાં ન હોય! છિનાળ! એ તો હવે અહીં જ...અલ્યા એ હીજડા! શું જોઈ રહ્યો છે? પકડ, પકડ એના પગ!'

તેના ગળા પર ભીંસ વધતી જતી હતી. તેના પગ પછાડા મારવા લાગ્યા. તેનો વર તે પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યો તેના ગળામાં તેને સોસ વધવા લાગ્યો. મહીસાગરના પાણીમાં પોતે ડૂબકી મારતી હોય તેવું તેને ઘડીક લાગ્યું. તેની આંખો ખેંચાવા લાગી. તે ઘડીક એકદમ ખૂલી ગઈ. તેના મોં પર સસરાનું વરુ જેવુ મૂછાળું મોં ઝઝૂમી રહ્યું હતુ. એ મોની પાછળ જે થોડું આકાશ દેખાતું હતું તેમાં તેને દેખાયું કે એના બાપ જાણે હવામાં આમતેમ આંટા મારી રહ્યા છે, પોતાના બચ્ચાને પીંખી નખાતું જોતો કોઈ ગીધ ઊડતો હોય તેમ

'બાપા!' તેના ગળામાંથી છેલ્લો આવાજ નીકળ્યો. અને પછી જાણે કોઈ પેટીમાં પોતે પુરાતી હોય તેવા ભાવ અનુભવતાં અનુભવતાં, દૂરદૂરથી બાળકના રડવાનો આવાજ સાંભળતાં સાંભળતા તેની આંખો મીંચાઈ ગઈ.

સસરો તેના ગળા પર એક છેલ્લી જોરાવર ભીસ દઈને ઊભો થઈ ગયો. દીકરાને લાગ્યું કે પોતે પકડેલા પગ હવે જરા યે જોર નથી કરતા, એટલે તે પગ મૂકીને ઊભો થયો શબૂની આંખો અને જીભ બહાર નીકળી આવ્યાં હતા.

'બાધી દે એનુ મોઢું.' બાપે કહ્યું

છોકરો એમનો એમ ઊભો રહ્યો

'મરે તુ, રાંડવા!' કહી બાપ ઊભો થયો. અને એક અનુભવીની દઢતાથી અને સ્વસ્થતાથી તેણે દીકરાની વહુના મો પર તેની ચૂંદડી વીટી દીધી......

થોડી વાર પછી રેતીમા સ્ત્રીના શરીરને દાવું પાડી બંને જણ, જે દિશામાથી બાળકનુ રડવું સભળાતું હતું તે દિશા તરફ ચાલવા લાગ્યા.

પરબે પહોંચી તેમણે પાણી પીધું. બાપે પરબવાળીને પૂછ્યું. 'કેમ, છૈયું આટલું બધુ રોવે છે?'

'એને કોગળિયું થાય, આજ સવારનું રડે છે, રૂપા હોણ' અને પછીથી બોલી 'કેમ વહુને તેડી લાવ્યા કે નહિ?'

રૂપા હોણ ચૂંગી ભરતાં બોલ્યા: 'ના મોકલી! બૂન!'

'એ તો મૂઆ એવાં જ છે! કેટલા વરસથી ઘાલી રાખી છે. એમને માતા ભરખે!'

'હશે, બૂન! એવું ના કહીએ' કહી રૂપા હોણ ઊઠયા અને જતાજતાં પરબવાળીના હાથમાં એક રૂપિયો મૂકયો.

'લે, છૈયાને ખાવાનુ આપજે.'

આ ડોસા પાસેથી ગાડાના પૈડા જેવો આખો રૂપિયો મળવાથી પરબવાળી બાઈ ઘણું અચરજ પામી. અને કંઈક મૂંઝાતી આંખે તેમની પાછળ તાકી રહી

થોડે દૂર ગયા પછી, મોંમાંથી ધુમાડાનો મોટો ગોટો કાઢતાં બાપે દીકરાને કહ્યું : 'બેટા, તેં ભાળ્યું 'તું ને?

'શું, બાપા?' થથરતે કાળજે છોકરો બોલ્યો.

'એના પેટમાં હમેલ હતા તે.'

'હા, બાપા! પણ ..' છોકરો બોલ્યો. તે કંઈક વિશેષ બોલવા ઇચ્છતો હતો પણ કોઈક અદૃશ્ય બીકનો માર્યો તે કશું બોલી ન શક્યો. અને બાપની પાછળ પગ ઢસડતો અર્ધો મુડદા જેવો તે ચાલવા લાગ્યો.

## ૧૧ ગુલામદીન ગાડીવાળો

ગુલાબદાસ બ્રોકર

**ભ**રાવદાર, તદુરસ્ત, ખૂબસૂરત છતાં જરા કરડો દેખાતો ચહેરો; વળ દીધેલી, વાંકી, આછી મૂછ; માથે વીટાળેલી નાની એવી પાઘડી; ખમીસ ઉપર બંડી; પગમાં પાયજામો અને હાથમાં ચાબૂક; ટટ્ટાર ગરદન અને મર્દાનગીભર્યો અવાજ ગાડીવાળાઓની સામાન્યતામા સહેજે અસામાન્ય લાગે એવુ વિલક્ષણ વ્યક્તિત્વ આ ગાડીવાળામા હતુ તેમ તો તેની ગાડીમા બેસતા વેંત લાગ્યું.

એનો પુરાવો પણ તરત મળ્યો.

'ગાડીવાળા, તુ હિદુ કે મુસલમાન?' મેં ગાડી જરા ચાલી ત્યા જ પૂછ્યું.

'આપ શું ધારો છો?' તેણે હસીને સામે પૂછ્યું

'હુ તે શું ધારુ? અહીં રાવલપિડીમાં ઝાઝા તો મુસલમાન જ હશે, નહિ?' મેં કહ્યું.

'એવુ કઈ નથી અહીઆ તો બે જ જાત વસે છે એક ગરીબ, બીજી શ્રીમત કોઈ હિંદુ નથી, કોઈ મુસ્લિમ નથી.'

'પણ તું કઈ જાતનો?'

'હુ? હુ ગરીબની જાતનો,' તે હસ્યો. હાથમાં પકડેલી ચાબૂક તેણે ઘોડાની માસલ પીઠ પર ફટકારી અને ઘોડાએ ગતિમા વેગ મૂક્યો.

કાઠિયાવાડના કોઈ મોટા શહેર જેવું લાગતું રાવલપિંડી શહેર અમારી નજર નીચેથી ઘોડાની ઝડપે પસાર થવા માંડ્યું.

થોડી વાર પછી મેં પૂછ્યું :

'તારું નામ શું ?'

'મારું નામ ગુલામદીન,' તેણે હસીને કહ્યું. 'કેમ, આ નવો તુક્કો છે ને જાત જાણી લેવાનો ?'

હું યે હસ્યો. અમારી વાતચીત ફરી પાછી શરૂ થઈ:

'અહીં હુલ્લડ કેવાક થાય ?'

'થાય કોઈકવાર.'

'તું તેમાં ભાગ લે કે નહિ ?'

'મારે શું તે હું એમાં પડું ?'

થોડી એક પળ પછી તેણે પૂછ્યું.

'કાશ્મીર જાઓ છો, શેઠ ?'

'હા, તું ગયો છે ત્યાં ?' મેં પૂછ્યું.

'હા જી, એકવાર.'

અમે બધાં તેની સામે જોઈ રહ્યા. આતુરતાથી મેં પૂછ્યું :

'કેવુંક છે એ ? બહુ જ સુંદર છે ?'

'દિલચસ્પ એના જેવી દિલચસ્પ જગ્યા જહાંમા ક્યાં યે નહિ હોય.'

'બેએક મિનિટ સુધી તેણે કાશ્મીર વિષે અમને વાત કરી. અમારા કલ્પનાચક્ષુ ત્યાંનાં બાગ–બગીચા, નદી–નિર્ઝરો, પર્વતો અને હિમમાલાને અમુક પળો સુધી નિહાળી રહ્યાં. તે તો બોલતો જતો હતોઃ

'ને ત્યાંની ઓરત ! બહિસ્તની પરી જેટલી ખૂબસૂરત ! ફક્ત ગરીબાઈ એટલી કે....... '

તેનુ વાક્ય વચ્ચેથી જ ભાગી ગયું. અમારી ગાડી જતી હતી એ જ રસ્તા ઉપર થોડે દૂર સુધી તેની નજર લંબાઈ અને પછી ત્યા જ સ્થિર થઈ ગઈ. મારી દૃષ્ટિ પણ સહેજે ત્યા જ દોડી ગઈ.

અને ત્યા જ ચોટી ગઈ.

એક સ્ત્રી ચાલી જતી હતી તેની માત્ર પીઠ જ દેખાતી હતી પણ તેની ગતિમા એટલુ લાવણ્ય હતુ કે નજર ત્યાથી હટે જ નહિ. પગમા પહેરેલી રેશમી ઈજાર, પીઠને ઢાકતુ સફેદ દૂધ જેવુ બદિયાન અને ખભા પર બન્ને બાજુ લટકી રહેલા ઓઢણીના બે છેડા તેની ગતિના ગૌરવથી સયુક્ત બની ડામરના એ સીધા, લીસા, લાવણ્યહીન રસ્તાને કંઈક અદ્ભુત લાવણ્ય અર્પી રહ્યા હતા. એક પળમા તો અમારી ગાડી તેની આગળ આવી પહોચી. એક હાથ લગામમાથી છૂટો કરી, નીચો નમી, મુખ પર અત્યત રમ્ય ભાવ લાવી ગુલામદીન ભાવમય અવાજે બોલ્યો.

'સલામાલેકુમ!'

'આલેકુમસલામ!' પેલી રણકી. ત્યા તો અમારી ગાડી તેની આગળ નીકળી ગઈ.

ફરી પાછો રસ્તો, સીધો, સપાટ, લીસો, રગ કે રેખાવિહોણો અમારી સામે પથરાઈ રહ્યો.

એ સ્ત્રીને મેં જોઈ તો માત્ર એક ક્ષણ જ, છતા તેના ભર્યાભર્યા, જાણે ત્યા ગુલાબ ન ઊગ્યાં હોય તેવા ગાલ, ભરાવદાર સીધો ઊંચો દેહ, પ્રવાળ જેવો લાલ ઓષ્ટસંપુટ, પહોળાં સુલોલ નેત્રો, આખા દેખાવમાં તરી આવતી ખુમારી, બધુ જ એ એક ક્ષણમાં હૃદય ઉપર ચિરંજીવ આકૃતિ મૂકતું ગયું

'આ ગાડીવાળો પણ શોખીન લાગે છે!' મને થયુ એ તો ગાડી આગળ ચાલી તોપણ પળમા મારી સામે અને પળમા

પાછળ જોતો હતો. જાણે કંઈક વિચાર કરી કશુંક નક્કી કરવા પ્રયત્ન ન કરતો હોય! અંતે તે સ્ત્રીથી થોડે જ દૂર ગયાં હઈશું ત્યાં તેણે ગાડી અટકાવી, પોતે તેમાથી ઊતરી પડ્યો અને પેલી સ્ત્રી પાસે દોડ્યો ગયો.

'આને ને એને કંઈક લાગે છે,' કુતૂહલભરી દૃષ્ટિ એની તરફ નાખતી મારી પત્ની બોલી.

'બાઈ સુંદર છે' મેં કહ્યું.

'ભાઈ, આ શા માટે ત્યાં ગયો?' ગાડીમાંથી કોઈ બાળક મને પૂછી રહ્યું.

પછી તો કશું ય બોલ્યા વિના અમે બધા એ બન્નેને અમારી તરફ આવતાં જોઈ રહ્યાં.

સ્ત્રીના ચહેરા ઉપર સ્મિત રમતુ હતુ. પુરુષનો ચહેરો, દેખાવ, હાવભાવ, કશીક વિનતિ ન કરી રહ્યો હોય એવો બની ગયો હતો. ગાડીથી સાત આઠ પગલા એ લોકો દૂર રહ્યાં ત્યા એ દોડ્યો અને ગાડીમાં ચઢી ગયો. લગામ હાથમાં લઈ ઘોડાના કાન આગળ ચાબૂક વીંઝી તે જરા પાછળ ફર્યો, અને પેલીને કહ્યુ:

'કાલ સાંજે આ વખતે અહીં જ મળીશ, હો! તું જરૂર આવજે.'

પેલી જરા હસી તે હાસ્યના સૌંદર્યને હૃદયમાં પૂરી મેં પણ ઘોડાની દિશામા મુખ ફેરવ્યું અને ગાડી આગળ ચાલી.

દોડ્યો જતો ઘોડો ડામરના રસ્તા પર ટપટપ, ટપટપ પગલાનો તાલબદ્ધ અવાજ પાડી રહ્યો.

ગાડીવાળાની બાજુમાં બેઠેલા હું અને મારો પુત્ર તથા પાછળ બેઠલ મારી પત્ની અને બીજા બાળકો કુતૂહલપૂર્ણ દૃષ્ટિથી તેના મુખને જોઈ રહ્યા.

ગુલામદીનનો સહેજ કરડો લાગતો ચહેરો આ મુલાકાત પછી જરા કોમળ લાગતો હતો. તેના ઓષ્ટ હસુંહસું થઈ રહ્યા હતા તે સીધુ જોઈ ગાડી ચલાવ્યે જતો હતો

અમુક ક્ષણો સુધી અમારામાંથી કોઈ કશુ ન બોલ્યું. અમારી દૃષ્ટિ તેના ચહેરાને જકડી રહી. એની ચોંટ એને લાગી હશે કે કેમ તે તો ખબર નથી, પણ થોડી વાર પછી મારી તરફ ફરી જરા હસીને તેણે કહ્યુ :

'શેઠજી, પેલી ઓરતને આપે જોઈ?'

'હા, જરૂર, કેમ?' મારા અવાજમા કૌતુક પુરાયુ

'એક વખત એ મારી બીબી હતી.' તેણે ઘોડાને જોરથી ચાબૂક ફટકારી.

'એક વખત એટલે? હવે નથી?' મેં પૂછ્યું. મેં પાછળ ફરી મારી પત્ની સામે જોયુ. તે લોકો પણ આ વાત રસથી સાભળવા કાન માડી રહ્યાં હતા તે હુ જોઈ શક્યો..

'નહિ! મેં એને તલ્લાક આપી દીધી છે.'

'શા માટે?'

'એ તો લાબી વાત છે, હજૂર. અમારા ગરીબ આદમીઓની વાતમા તમને લિજ્જત નહિ આવે.'

'ગરીબની વાત? એ તો ઈન્સાનની વાત છે. અને અમે ઈન્સાન નથી?' મને પણ કહેવાનુ સૂઝી આવ્યુ. અને તે ખુશ થયો.

'જરૂર, શેઠજી, આપણે બધા ઈન્સાન જ છીએ ને? પણ લાંબી વાત છે હો! કટાળતા નહિ.'

'આપણે તો કલાક બે કલાક શહેરમાં ફરવાનું જ છે ને? બીજું કયું કામ છે? કટાળો શેનો, મઝા આવશે તુ જરૂર વાત કર.'

'આ ટાંગો અને આ ઘોડો કેમ લાગે છે, હજૂર?' વાત કરવાને બદલે ગુલામદીને એક પ્રશ્ન પૂછ્યો.

'અફલાતૂન! પણ એને ને તારી વાતને શો સંબંધ?' મેં કહ્યું.

'એ જ તો કહું છું ને! નાનપણથી જ મને આવા સરસ ગાડીઘોડાનો શોખ છે. ગાડી જૂની થાય કે ઘોડો ઘરડો થાય એટલે હુ બદલાવી નાખું સરસ ગાડી, સરસ ઘોડો, હાથમા લાંબો સરસ ચાબૂક, એ તો મારે જોઈએ જ. મારો બાપ પણ એવો જ શોખીન હતો. એના હાથમાં જ હુ ગાડીવાળા તરીકે તૈયાર થઈ ગયો.'

એના બાપદાદાનો ઇતિહાસ અમારે સાંભળવો નહોતો. અમારો રસ તો પેલી સ્ત્રી સાથેના તેના ઇતિહાસમાં હતો પણ તેને પોતાની રીતે જ વાત કહેવા દેવી જોઈએ એમ સમજી હુ ચૂપ રહ્યો. મારી પત્ની સામે મેં જોયું તો તે પણ વાત આવી અણધારી દિશામા પ્રગતિ કરી રહી હતી તેના ભાને પેલાની મૂર્ખાઈ ઉપર હસતી હોય એવા ભાવ સાથે મારી સામે સ્મિત કરી રહી.

'મારા બાપને એમ કે હું કંઈક ભણું તો સારું. પણ એ મને ન ગમ્યું. સોળ વર્ષની ઉંમરે તો હું પણ પાકો ગાડીવાળો થઈ ગયો. મારા બાપે મને એક ગાડી અને ઘોડો અપાવી દીધાં.

'આખા 'પિંડી શહેરમા સૌથી નાનો ગાડીવાળો હુ, સૌથી સરસ ગાડી અને ઘોડો મારા. ત્યારે તો મારો પોષાક પણ છેલબટાઉ જેવો હતો.' તે જરા હસ્યો.

'તારો પોષાક તો ખરેખર સરસ છે.' મે કહ્યું.

'આ?' તેણે જરાતરા તિરસ્કારથી પોતાનાં કપડાં સામે જોયું. 'આ તો કંઈજ નથી. પહેલાં તો હુ ખરેખર સરસ કપડાં પહેરતો. અમે બાપદીકરો બન્ને કમાતા અને મારા બાપને મારા ઉપર ખૂબ પ્યાર હતો.

'આ ઓરત જોઈ ને આપે? એનું નામ છે આયેશા. તેનો બાપ પૈસેટકે સુખી હતો. અમારે કશુ ઓળખાણુ ન હતુ: પણુ આ છોકરીને એનો બાપ નિશાળે ભણુવા મોકલતો. હુ સત્તર વર્ષનો હતો ત્યારે તેને હંમેશાં નિશાળે લઈ જવા અને ત્યાંથી લઈ આવવા માટે એ લોકોએ મારી ગાડી બાંધી. ત્યારે આયેશાની ઉંમર માડ અગિયારબાર વરસની હશે શરૂશરૂમા તો આયેશાની સાથે હમેશા કોઈ ને કોઈ નોકર બાઈ આવતી પણુ જેમ વખત જવા લાગ્યો તેમ હુ પણુ તે લોકોના ઘરમા વધારે જાણીતો થવા લાગ્યો અને એ લોકોનો મારા પર ઈતબાર વધવા લાગ્યો. એકાદ વર્ષમાં તો હુ પણુ એ ઘરમા ઘરના જ નોકર જેવો કે એથી પણુ વિશેષ ગણુાવા લાગ્યો. પછી આયેશાને એ લોકો હમેશા કોઈના પણુ સંગાથ વિના મારી સાથે ગાડીમા નિશાળે મોકલવા લાગ્યા તેને ત્યાંથી લઈ આવતો પણુ હું એકલો.

'એમ ને એમ બીજાં બેએક વર્ષ નીકળી ગયા તે શું ભણુતી હશે તે તો કોણુ જાણે પણુ ચૌદ પંદર વર્ષની થઈ તોપણુ તે હમેશા નિશાળે જતી. અમે બન્ને આખે રસ્તે ખૂબખૂબ વાતો કરતા'

'શેની વાતો કરતા?' મેં પૂછ્યુ

'સાદીસીધી વાતો,' તે હસ્યો. 'પહેલા પહેલા તો એમ જ ચાલતુ પણુ ધીમે ધીમે તે મોટી થતી ગઈ તેમ અમારી વાતોનુ રૂપ બદલાવા લાગ્યુ. મારું મન ધીમે ધીમે ઈશ્ક તરફ ઢળવા લાગ્યું.' 'અને એનું પણુ' પળેકમા તેણે ઉમેર્યું

પછી જરાક ખુખારો ખાઈ તેણે આજુબાજુ જોયું. વૃક્ષોની ઘટા એક બાજુ વિસ્તરેલી દેખાઈ. એ જગ્યા હજી અમારી ગાડીથી દૂર હતી. પણુ દેખાતી હતી સ્પષ્ટ.

'જુઓ શેઠજી, પેલો કપની બાગ. આપણે હમણુા ત્યાં પહોચી જઈશુ.'

'પછી શું થયું ?' મેં આયેશાની વાત સંબંધી જ પૂછ્યું.

'પછી ? પછી શું થાય ? અમે બન્ને એકબીજાનાં આશક-માશુક થઈ ગયા.'

જરા મૂંગા રહી તેણે કહ્યું.

'ખબર છે હજૂર, એ ત્યારે કેવી લાગતી એ ? બહિસ્તની પરી પણ તેની પાસે હિસાબમાં નહિ. જાણે અનારની કલી જોઈ લો.'

પળ બે પળ તે મૂંગો બની વર્ષો પહેલાંનું તેનું સૌન્દર્ય જોતો હોય તેમ શાંત બેસી રહ્યો. ગાડી તો ચાલતી જ હતી. મેં કહ્યું

'સુંદર તો એ હજી પણ છે; ખૂબ જ'

'છે જ. પણ ત્યારે તો એ કંઈની કંઈ હતી. આખું ગામ તેની પાછળ ગાંડુ બનતું. ને હું પણ—' તે જરા શરમાયો, પણ બોલ્યો તો ખરો: 'કંઈક ઠીક લાગતો હતો.

'અમે બન્ને એકબીજા વિષે ગાડા બની ગયા'

'તેના ઘરનાંને કંઈ ખબર ન પડી ?' મેં પૂછ્યું

'પડી જ ને ! પછી તે પદરેક વર્ષની થઈ ત્યારથી તેને ઓચિતી નિશાળે જતી બંધ કરી દીધી. પણ મને મળતી એ લોકો એને બંધ ન કરી શક્યાં.

'મારી ને એની શાદી તો એ લોકો કરી આપવા કબૂલ થાય તેમ હતું જ નહિ. મેં એવી કંઈક વાત તેના બાપને કાને નાખવા કોશિશ કરી તો મને સખ્ત અપમાન જ મળ્યું.

'એ લોકો અમારી શાદી કરી આપે એમ નહોતા, અમારાથી એકબીજા સિવાય રહી શકાય તેમ નહોતુ. અતે એક દિવસ અમે બન્ને ઘરમાથી થોડુઘણું જે હાથ આવ્યું તે રોકડ અને થોડો દાગીનો લઈ 'પિડી છોડી નાસી ગયાં.'

વાતમા રસ એકદમ ઓચિંતો વધી પડ્યો. મારો નાનો છોકરો પણ ટગર ટગર એકી નજરે ગુલામદીન સામે જોઈ રહ્યો. પત્નીએ પણ મારી સામે જોઈ હસી લીધુ મે પૂછ્યુ ·

'ક્યા ગયા તમે લોકો ?'

'બસ, અહિંથી લિયાલપુર ચાલ્યા ગયા. ત્યા ખૂબ મોજ કરી. જે સાથે લીધુ હતુ એ અમને વરસેક દિવસે પૂરુ થાય એમ હતું ત્યા કોઈ નોકરીની તલાસમાં તો હુ હતો જ. પણ ક્યા ય નોકરી મળતી નહોતી. એમ ને એમ ચાર છ મહિના નીકળી ગયા, ત્યારે મને ખબર મળી કે મારી આયેશાના બાપના માણસોને અમારો પત્તો લાગ્યો છે અને એ લોકો કંઈક પગલા લેવાની પેરવી કરે છે. તેથી ઓચિંતા જ ત્યાથી નાસી અમે સહરાનપુર પહોચ્યા.

'એ દિવસો અમારા સુખના હતા, અમનચમનના હતા અમે બન્ને એકબીજાના પ્યારમા મસ્ત હતા. નાજુક ગુલાબકળી જેવી લાગતી આયેશા ધીમે ધીમે પૂરા ખીલેલા ગુલેગુલાબ જેવી બનતી જતી હતી. એ મને એટલુ ચહાતી! અને હુ? હુ તો એના ઉપર દુનિયા ફીદા કરવાને તૈયાર હતો'

ગુલામદીને મારી સામે જોયું તેની આખોમા એ વખતે ખરેખર દુનિયા ફીદા કરવાનો ભાવ તરી આવ્યો હતો પણ તરત જ તે હસીને બોલ્યો ·

'દુનિયા ફીદા કરવાને બદલે ખીસામા ફીદા કરવા માટે જે થોડાઘણા પૈસા રહ્યા હતા તે પણ ખૂટવા આવ્યા હતા. નોકરી મળતી નહોતી. અહી પણ પેલા માણસોને ખબર પડી જાય તો શુ કરવુ તે ચિંતા હતી. એ બધુ ઓછું હોય તેમ એક ચિંતા વધી પડી. આયેશા... ..આયેશાને. ..' તે જરા થોથવાયો

'આયેશા માતા બનવાની હતી તેમ લાગ્યુ, એમ ને ?' મે એને મૂઝવણમાથી ઉગારી લેવા કહ્યુ.

'હા જી, હવે શું કરવું? ઘણાઘણા વિચારોને અંતે એક પગલું લેવાનું અમે નક્કી કર્યું. આયેશાને ત્યાં જ મૂકી હું 'પિંડી તરફ ઊપડી ગયો.'

'એને મૂકી તું નાસી ગયો?' મારી પત્નીથી પુછાઈ જવાયું.

'ના, ના, બાઈસાહેબ, આ ગુલામદીન મરવું કબૂલ કરે પણ એવું ન કરે. હું 'પિંડી ગયો. રાતના બારેક વાગે ઘેર જઈ મેં મારા બાપને બધી વાત કરી. મને થોડી ઘણી મદદ આપવા તેણે વચન આપ્યું પણ તેથી શું વળે? હું રાતે જ આયેશાના બાપ પાસે પહોંચ્યો.

'મને જોતા જ તે તો ગર્જી ઊઠ્યો :

'સુવ્વર, નિમકહરામ, બદમાશ, મારી દીકરીને ક્યા નાખી આવ્યો?'

'બીજું તો ઘણુંઘણું તેણે મને કહ્યું.

'મેં તેને શાંત રહેવા માંડમાંડ સમજાવ્યો. અમારી આખી વાત પણ કરી. અમે શાદી કરી હતી, બચ્ચું પણ આવવાની તૈયારી હતી, હવે અમારી સાથે વેર રાખવાથી કશું વળે તેમ નહોતું, એવું એવું તો ઘણું કહ્યું. અતે અમે હવે 'પિંડી ચાલ્યા આવીએ તો એ કશો વાંધો નહિ લે તેવું વચન તેની પાસેથી લીધું. તેણે આયેશાના ખાવિંદ તરીકે મને કબૂલ રાખવા છેવટે રહી રહીને વચન આપ્યું. અમારી સાથે વ્યવહાર રાખવા તે કોઈ રીતે કબૂલ ન થયો. આખી રાત એમાં જ ગઈ. સવારે છ વાગ્યાની ટ્રેનમા હું પાછો સહરાનપુર જવા ઊપડી ગયો.

'ત્રીજે દિવસે અમે બન્ને ફરી પાછાં પ્યારા 'પિંડીમાં દાખલ થઈ ગયાં.

'ફરી પાછાં મારા હાથમાં મારા ગાડીઘોડો આવી પડ્યાં.'

પેલાં વૃક્ષોના વૃંદ, જે દૂર દૂરથી અત્યાર સુધી દેખાતા હતા, બરાબર તેની વચ્ચે અમે આવી પહોંચ્યાં અને ગુલામદીને લગામ ખેંચી.

'લો, હજૂર, આ કપની બાગ. આપ આરામ કરો.'

'બસ, આ બાગ?' આજુબાજુ નજર કરી મેં કહ્યું :

'આમાં તો કંઈ નથી'

'હજૂરને કોઈએ ખોટી ખબર આપી છે. આ બાગ સારો નથી, સારો બાગ તો પેલે છેડે છે'

'ચાલો ત્યા જઈએ,' મેં કહ્યું.

લગામ ફરી ખેંચાતાં ઘોડાના કાન ઊંચા થયા અને ગાડી આગળ ચાલી.

'ગુલામદીન, તુયે જબરો છે હોં! આટઆટલુ સહન કર્યું એને માટે, ને છેવટે એને જ તલ્લાક દીધી?' મેં એને જૂની વાત ઉપર લાવવા કહ્યુ.

'એ જ તો કમનસીબી છે ને હજૂર? જિંદગી જ એવી છે...... પણ હુ આપને બાકીની વાત કરુ

'અહી આવ્યા પછી ચાર છ મહિના તો સુખચેનમા નીકળી ગયા. શરૂશરૂમાં દોસ્ત બિરાદરો જાતજાતની મશ્કરી ઠઠ્ઠા કરતા પણ પછી તો તે યે શાંત થઈ ગયા. એટલા વખતમા તો હુ એક બચ્ચાનો બાપ થઈ ગયો'

'સરસ હશે બાળક, નહિ?' મેં ઉત્સાહથી પૂછ્યુ

'શેઠજી, આપ તો સવારના ચાલી જવાના છો, નહિતર એ છોકરો આપને બતાવત. એટલો ખૂબસૂરત છે!' તેનો ચહેરો એ બાળક પ્રત્યેની લાગણીના ભાવથી પળ બે પળ ભરાઈ ગયો

'પણ તો પછી આ તલ્લાકની વાત કેમ બની ગઈ?'

'એ કહું. બચ્ચું આવ્યું પછી પણ વરસ નીકળી ગયું. અમારા દિવસો મોજમા પસાર થતા હતા દિવસ આખો મારા ઘોડાની

મહોબ્બત માણતો, નવરો પડતાં આયેશા અને બચ્ચાંની. આયેશા તો ત્યારે તસ્વીરમાંની કોઈ નાઝનીન જેટલી સરસ લાગતી.

'પણ એક દિવસ કંઈક બન્યું અને મારી મોજમાં ડંખ ઉમેરાયો.' ગુલામદીનનો સાદ હવે જરા વ્યથિત બન્યો.

મારી પત્નીએ મને કહ્યું :

'બિચારો વાત તો બધી સાચી કરતો લાગે છે. પેલી માટે લાગણી પણ ખૂબ લાગે છે.'

'એ તો એણે પેલીને રસ્તા ઉપર જોઈ ત્યારે જ દેખાઈ આવ્યું હતું.' મેં પત્નીને કહ્યું, પછી ગુલામદીન તરફ ફરી પૂછ્યું:

'પછી શું થયું, ગુલામદીન ?'

'એક રાતે ગાડી તબેલામાં મૂકી હુ કોઈ ગીતની લીટીઓ લલકારતો લલકારતો ઘર તરફ ચાલ્યો જતો હતો ત્યા મારો એક દોસ્ત મને મળ્યો. હુ ખૂબ લહેરમાં હતો.

'કેમ દોસ્ત, કેમ છે ?' મેં એની પીઠ થાબડીને પૂછ્યું.

'બરોબર છે, ગુલામદીન, તું તો કઈ ઓર મોજમાં લાગે છે !' તેણે કહ્યું.

'શા માટે મોજમાં ન હોઉં ?'

'પણ મોજમા શા માટે છે ?' પેલાએ ફરીથી પૂછ્યુ. જાણે મારી મોજ એને ખૂંચતી ન હોય !

મોજ ! સારી ખલક મોજમા છે. કેટલી ખૂબસૂરત જિંદગી છે ?' હું ઘર તરફ ઉતાવળથી ચાલતાં બોલ્યો.

'એટલી બધી ખૂબસૂરત ખલક લાગે છે, ગુલામદીન ?' પેલાએ પૂછ્યુ ત્યારે એના અવાજમાં રહેલી દિલગીરી ચોકખી પરખાઈ આવી

'પણ છે શું ?' મને લાગ્યું કે એ કઈ કહેવા માગે છે પણ કહેતા અચકાય છે.

'તારી મોજ મારે ભાંગી નથી નાખવી' પેલો એટલુ જ બોલ્યો. હવે મારી આતુરતા એકદમ વધી પડી.

'છે શું દોસ્ત! ન કહે તો તને ખુદાના કસમ!' મેં તેનો હાથ મજબૂત રીતે પકડી કહ્યુ.

'કહું ન કહુ ના વિચારો તેના મગજમાંથી અનેક વાર પસાર થઈ ગયા એ તો થોડી વારમા મેં જોઈ લીધુ મે ફરી એને વાત કરવા વિનતિ કરી.

'તને દુ.ખ થશે, યાર!' તેણે કહ્યું.

'ગમે એટલુ દુઃખ થાય પણ મારે વાત સાભળવી જ હતી. મેં હજીયે વધારે આગ્રહ કર્યો ત્યારે એણે ભારે અવાજે કહ્યું:

'તુ મારો દોસ્ત છે એટલે કહ્યા વિના પણ છૂટકો નથી. ને કહેવુ ગમતું પણ નથી'

'ફરી પાછો તે મૂગો થઈ ગયો

'મે તેને ઢઢોળી કહ્યુ.

'હવે જે હોય તે કહી નાખને, યાર!'

'આજે મે તારી આયેશાને બીજા કોઈ મરદ સાથે વાત કરતાં જોઈ.'

'ક્યા? કઈ જગ્યાએ?' હુ દાઝેલ હોઠે એટલુ માડ બોલ્યો

'તારા ઘરની પાછળની ગલીમા મને જોયો એટલે એ ચૂપ થઈ ત્યાથી ચાલી ગઈ.'

'હુ કશુ બોલ્યા વિના ત્યાથી ઉતાવળે પગલે ઘર તરફ ચાલ્યો ગયો તેણે મને પકડવાની કે મારી સાથે થઈ જવાની કોશિશ કરી પણ હુ ઝડપબધ ચાલી ગયો. મારા દિલમા ગુસ્સો, ઈર્ષ્યા, અપમાનનુ ભાન, એટલા બધાં જાગી ઊઠ્યાં હતાં કે મારો દિમાગ મારા હાથમા નહોતો.'

તેના અવાજમાં ક્રોધની ઝણઝણાટી સ્પષ્ટ પરખાઈ આવતી હતી. મને આશ્ચર્ય થયું. તેની પત્નીએ કોઈની સાથે વાત કરી એમા આટલુ બધુ શું થઈ ગયું ? તેને પોતે આટલી બધી ચાહતો હતો છતાં ય ? મેં તેને કહ્યું પણ :

'તે એમાં શું થયું, ગુલામદીન ! એમ કોઈની સાથે વાત પણ ન કરે ?'

'તમે યે શું કહો છો, જનાબ ! એક પરદાનશીન ઓરત રસ્તા વચ્ચે એક પરાયા મર્દ સાથે વાત કરે ? આબરૂ શી રહે પછી ?'

'પણ એણે પડદો જ ક્યાં રાખ્યો છે ?' મારી પત્નીએ હસી પડતા કહ્યું.

'હવે કોનો પરદો રાખે ?' ગુલામદીન કચવાટથી બોલ્યો.

'હવે તો તેને લહેર ! નથી કોઈની ઓરત, નથી કોઈની લડકી. એકલી રહે છે ને કંઈ કસબ આવડે છે તે ખાએ પીએ ને મઝા કરે છે.'

'પણ એ વાત કરે એમા થઈ શું ગયું, ગુલામદીન ? આ મારી બીબી ગમે તેની સાથે બોલે, હસે, હરેફરે, તોપણ મને કઈ ન થાય. મેં કહ્યું.

'ખરેખર !' એક પળ તો તે આશ્ચર્યમાં ડૂબી ગયો.

'ખરેખર,' મેં કહ્યુ.

'એ તમારી વાત જુદી, જનાબ ! અમારુ તો લોહી ગરમ થઈ જાય. આ પજાબ છે, મુંબઈ નથી. આપણી બીબી કોઈ સાથે વાત કરે ? એ પણ રસ્તા વચ્ચે ? આ તો ઠીક છે કે હું હતો. બીજો હોય તો જાન લઈ જાય !' ગુલામદીનનો ગુસ્સો વધતો જતો હતો, ઘોડાની પીઠ પર જોરથી ચાબૂક મારી તેણે તે થોડો ઘણો વ્યક્ત પણ કર્યો.

'તે શુ એટલા ખાતર તેં એને છોડી દીધી?' મારા તેના પ્રત્યેના માનની માત્રા પણ થોડી ઘણી ઘટી ગઈ હોય એવા અવાજે મેં પૂછ્યું.

'ના રે ના, એમ કઈ હુ ગાંડો હતો? ગુસ્સાથી કપતો હુ ઘેર ગયો. સીધો મારા ઓરડામા ગયો આયેશાએ મને જોયો અને મારી સામે હસી એટલું મીઠુ, એટલુ મોહક! પણ મેં તેની સામે પૂરું જોયુ પણ નહિ હું કંઈક બોલવા જતો હતો પણ તેણે નાકે હાથ મૂકી મને ચૂપ રહેવા કહ્યુ. અમારા બચ્ચાને તે સુવાડતી હતી. મારા અવાજથી તે જાગી જાય તો?

'હુ મહામહેનતે બોલતો અટક્યો બાળકને જલદી સુવાડી દેવા આયેશાએ એક બે હાલરડા ગાયા. તેના અવાજની મીઠાશે મને અર્ધો ઠંડો કરી દીધો છતાં મારો ગુસ્સો તો કાયમ જ હતો માત્ર અવાજ પર હુ કાબૂ મેળવી શક્યો બાબો ઊંઘી ગયો કે તરત મેં પૂછ્યું :

'આજે રસ્તા ઉપર કોની સાથે વાત કરતી હતી, આયેશા?' તે જરા ચમકી હોય તેવુ તો લાગ્યું પણ તેણે કહ્યુ :

'કોઈ સાથે નહિ, કેમ?'

'મને અઝીઝે કહ્યું ને? જૂઠું શા માટે બોલે છે?' મારો અવાજ સહેજ મોટો થયો

'ઓ હો! એ કે? એ તો સકીનાનુ ઘર જડતુ નહોતુ તે હુ કોઈ ને પૂછતી હતી,' તેણે નિર્દોષ સાદે કહ્યું.

'ગમે તેમ હોય, કોઈની સાથે રસ્તા વચ્ચે ખાનદાન ઓરતથી વાત ન કરાય.' મેં હુકમ ફરમાવ્યો.

'જી હજૂર!' તે હસી. 'આ તો સકીનાએ નવુ ઘર લીધું છે એ જડતુ નહોતુ એટલે આટલી બેઅદબી કરવી પડી, માફ કરજો,' તેણે કહ્યુ અને તે હસી પડી.

'હું યે હસી પડ્યો. એની વાત સાચી હતી. અમે બન્ને પાછા હંમેશની માફક એક થઈ ગયા.

'પછી પણ મહિનાઓ જવા લાગ્યા. એમાં બે ત્રણ વાર જુદા જુદા માણસોએ મને કહ્યું કે ક્યાંક આયેશાને કોઈ મર્દ સાથે વાત કરતા તે લોકોએ જોઈ છે. હું આયેશાને એ વિષે કહેતો, ખિજાતો, પણ એ હસીને વાત ઉડાવી દેતી અને કંઈને કંઈ બહાના કાઢી છટકી જતી. મને મનમા તો થતુ કે આ વાત સાચી છે પણ નજરે જોયા સિવાય કશું ન કરવું એવુ મેં નક્કી કર્યું હતું. એટલે વિશેષ ઝઘડો હું કરતો નહિ. માત્ર તેના ઉપર તકેદારી વધારે રાખતો.

'એક દિવસ મને પુરાવો મળી ગયો. મારુ માથું દુઃખતુ હતુ, તાવ આવે એમ લાગતું હતું. આયેશા સકીનાને ઘેર જવાની વાત કરતી હતી તે ઉપરથી લાગતુ પણ હતુ કે આજે જરા ચોકસાઈ વધારે રાખવી. તેથી સાંજ પડ્યે જ ગાડી છોડી તબેલામાં મૂકી હું ઘર તરફ ચાલ્યો. સકીનાના ઘરવાળી ગલી રસ્તામા જ હતી. દૂરથી મેં આયેશાને એ ગલીમા દાખલ થતી જોઈ. હું બાજુમાં લપાઈ ગયો. સામેથી એક આદમી આવતો હતો. તે આયેશા પાસે ગયો અને ત્રણ ચાર મિનિટ ઊભો રહ્યો. બન્નેએ વાત કરી અને આયેશા સકીનાના ઘરમાં ચાલી ગઈ.

'મારા રોમેરોમ ઊભા થઈ ગયાં. પેલા માણસને ખેંચી ઝાલી પછાડી જાન લઈ લેવાનુ મને મન થયું. પણ બીજી જ પળે વિચાર આવ્યો, મારી ઓરતના વાંકે એને શા માટે મારવો? પેલીને મેં હજાર વાર ના પાડી હતી છતાં એ મારું કહ્યુ નહોતી કરતી તો એને શા માટે મારવો? એ કરતા તો એ કમજાતને જ પૂરી કરી નાખવી નહિ?'

'પણ માત્ર એ સિવાય બીજી કંઈ વાત તારી આગળ આવી હતી, ગુલામદીન?' મે વચમા પૂછ્યું.

'ના જી, બીજું કશું થયું હોય એમ હું માનતો પણ નથી. શી વાતો કરી હશે એ મને ખબર નથી પણ એથી વધુ તો કશું જ નહિ. એ તો મારી ખાતરી છે.'

'તો પછી એટલા માટે જ, તુ આટલી ના પાડે અને એ તને આટલુ બધું ચાહે, તારે ખાતર ઘરબાર, સગાંવહાલાં બધુ છોડી દીએ, છતા એવુ કેમ કરતી એ ?'

'ઓરતની જાત જ એવી છે, જનાબ.' ગુલામદીન બોલતાં તો બોલી ગયો, પછી જરા પાછળ ફરી મારી પત્નીને ઉદ્દેશીને કહ્યુ. 'માફ કરજો બીબીસા'બ,' 'પણ સાચી વાત તો એ છે શેઠજી, કે પોતાની પગની પાની સિવાય બીજુ કશું ઓરત દેખી શકતી નથી,' તેણે મને કહ્યુ. 'જો વધારે અક્કલ હોત તો તો એ ઓરત જ શેની થાત ?'

મેં એની વાતમા સાદ ન પુરાવ્યો એટલે તે જરા ખસિયાણો પડી જઈ ચૂપ રહ્યો. હુ પણ જરા વાર ચૂપ બેસી રહ્યો મારી બાજુમા બેઠેલો મારો પુત્ર બોલ્યો :

'પછી શું થયું, ભાઈ ?'

'એને પૂછ,' મેં કહ્યું.

'હા જી, મને થયુ કે એ કમજાતને મારી જ નાખવી ગુસ્સામા ઘેર પહોંચી હુ એના આવવાની રાહ જોઈ બેઠો રહ્યો. કલાક બે કલાક પછી એ ઘેર આવી એટલા વખતમાં તો મેં લાખ લાખ વિચારો કરી લીધા. એને મારી નાખવાથી પણ શો ફાયદો ? મરદ થઈ ઓરતને મારવામા કઈ મર્દાઈ હતી ? એના કરતા તો એને છૂટ્ટી ન કરી દેવી ? એ વિચાર મારા મનમાં એ આવી તે પહેલાં તો નક્કી થઈ ગયો હતો.

'અતે એ આવી. મારા ઓરડામા એ આવી કે મેં પૂછ્યુ .

'કયોં બીબીસાહેબ! આજે કોની સાથે વાતો કરતાં હતાં?

'હું? કોઈની સાથે નહિ,' તે હસીને બોલી.

'જુઠ્ઠી! કમજાત! મેં મારી નજરે જોઈ છતાં જૂઠું બોલે છે?' મેં તેની ગરદન પકડી. મહામહેનતે હઠાવેલો ગુસ્સો ફરી પાછો મારા રોમેરોમમાં વ્યાપી ગયો.

તેની આખ ફરી ગઈ. ટટ્ટાર થઈ તે બોલી:

'છોડી દો મને. હા, બોલી હતી. કોઈ માણસ જોડે પાંચ મિનિટ વાત પણ ન થાય?'

'મેં એને ધક્કો મારી દૂર ફેંકી. 'વારે વારે ના પાડું છું છતાં તું એની સાથે બોલે છે?'

'હા, તે મારો જૂનો ઓળખીતો છે,' તે એટલુ જ બોલી.

અમારી તકરાર લાંબી ચાલી. એમાથી એટલુ તો હુ જોઈ શક્યો કે વાત વાતચીતથી આગળ વધી નહોતી. પણ હુ મારા કરેલા નિશ્ચયને વળગી રહ્યો મેં એને તલ્લાક આપી દીધી.'

'તેને દુઃખ તો થયું જ હશે?' મેં પૂછ્યુ.

'દુઃખ તો થાય જ ને? તેની મારા ઉપર મહોબ્બત ઓછી નહોતી. શાંત પડતા તે રોઈ, પગે પડી, માફી માગી, પણ હુ એકનો બે ન થયો'

'પણ એવુ તે થાય, ગુલામદીન?' મારા અવાજમાં ઠપકો હતો.

'જનાબ, તમને એ સાચુ નહિ લાગે, પણ ઓરત તો પગની જુત્તી જેવી છે એક વાર સીવાઈને આવી અને પગમાં બરોબર બેસી ગઈ તો ઠીક છે, નહિતર હજાર વાર તેને સમારો તોયે એ બંધબેસતી થવાની જ નહિ. એને તો પગમાથી ઉલાળીને ફેંકી દો તો જ ફાવો. નહિતર હરહમેશ તમને ક્યા ને ક્યા એ નડવાની.'

'તને સાચું કહુ, ગુલામદીન ?'

'કહોને' મારી સામે તે જોઈ રહ્યો.

'તુ વાતો મોટીમોટી કરે છે પણ ત્યા તો તેને જોતા જ તુ સામો દોડી ગયો અને કેટલો લળીલળીને, ઝૂકીઝૂકીને તું એની સાથે વાત કરતો હતો ? ને એ તો કંઈક મહેરબાની કરતી હોય એમ તારી સાથે વર્તતી હતી.' મેં કહ્યું.

ગુલામદીને એક લુચ્ચુ સ્મિત કર્યું તેનોચ્હેરો હતો એથી ય જરા વધારે કરડો બન્યો તે બોલ્યો.

'એ તો,-હજૂર, હવે સિર્ફ ઓરત રહી, હુ મર્દ. એ કંઈ મારી બીબી નથી. ને આવી ખૂબસૂરત નાઝનીન પાસે કોઈ પણ મર્દ લળી પડે, ઝૂકી પડે. તેમા તમને નવુ શું લાગ્યુ ?'

'ત્યારે તુ હવે એને ઘરમા નહિ લેવાનો ?' ગાડી અમારા ઉતારા પાસે આવી પહોચી હતી, તેમાંથી ઊતરતાં ઊતરતા મેં પૂછ્યુ.

'પેલી જુત્તીની વાત મેં ન કરી,-હજૂર ?' તેણે કંઈક સરસ કહી નાખ્યુ હોય એવી તેની મુખમુદ્રા બની રહી.

'કેટલાં વર્ષ થયા એને છોડી દીધે ?' મે પૈસા કાઢતા પૂછ્યુ.

'દોઢ સાલ,' તેણે કહ્યુ.

'એમાં એને વિશે કંઈ ખરાબ તેં સાભળ્યું છે ?

'એ મોજડી મારા પગમા બેસતી નથી હુ તો એટલુ જાણુ !' કહી પૈસા હાથમા લઈ તે ગાડી દોડાવી ગયો

'માણુસ જબરો હતો, હો !' મારી પત્નીએ ઉતારાના પગથિયા ચડતા કહ્યુ

'પણુ આટલી વાતમા બૈરી છોડી દીધી ?' મારો પ્રશ્ન.

'પણ એને આ ના પાડતો હતો તોયે શા માટે કોઈ સાથે વારેવારે બોલવા જતી હતી ? ને છતા આણે મારી પણ નહિ, છોડી દીધી. નહિતર આ લોકો તો ખૂન કરે એવા.'

'તું ધ્યાન રાખજે હો !' છોકરાં અદર દોડી ગયાં હતાં એટલે મેં કહ્યું, 'તું સંભાળજે. હુ પણ કોઈ દિવસ તને ન છોડી દઉં !'

'તમે ? તમે તે શું છોડતા'તા ?' કહી તેણે મારી સામે એવી રીતે જોયું કે હું તો બધું ભૂલી એના નેત્રોનાં સરવર જ જોઈ રહ્યો.

---

# ૧૨ સુખદુ:ખનાં સાથી

## પન્નાલાલ પટેલ

'કોઈ આંધળીને પાઈ પૈસો આપો માબાપ!' ફૂટપાથની ધાર પર બેસી એક બાઈ પોકારી રહી હતી.

'માબાપ, કોઈ લૂલાંલંગડા પર દીયા કરો બાપ!' બાજુમાથી એક બેઉ પગે લંગડાનો અવાજ આવ્યો.

'કુણ જાણે નખ્ખોદિયાં ક્યાથી ટળે છે? જ્યા જઉં છુ ત્યા કેડે ને કેડે...' બબડતી બબડતી પેલી આધળી બાઈ ઊઠી અને દીવાલને ભોમિયો બનાવી ચાલવા લાગી.

'એ બેસ બેસ, હું જઉં છુ.' પેલા અપંગે ઢસેડાતા કહ્યુ

'તારા બાપનો રસ્તો છે?' એને બદલે, આવું કહેનાર આ પહેલું જ માણુસ સાંભળતા, તે બાઈને મશ્કરી લાગી આસ્તે આસ્તે ચાલતા તેણે કહ્યું, 'જવું'તુ ત્યારે તારું મૂળ જવા અહીં પાસે વલાણો'તો?'

'ના ના, ખરું કહુ છું, બેસ.' લગડાએ કહ્યું અને પછી હસતાં હસતાં ઉમેર્યું: 'અમથુ ગયેલા મૂળનું મૂળ શું કામ કાઢે છે?' એટલામા રસ્તે જતા એક ધાર્મિક માણસને દેખતાં એનો અન્નપૂર્ણા જેવો વાડકો ધરતા બોલી પડ્યો: 'લંગડાને કોઈ આલો માબાપ!'

'આંધળીને પાઈ પૈસો આલો માબાપ!' કહી બાઈએ પણ ઝટ પીઠ ફેરવતાં વાડકો ધર્યો; પેલા શેઠે લંગડાના વાડકામાં પાઈ નાખી. ખણખણાટ સાંભળતાં પાછી પેલી બાઈ આર્જવી રહી. શેઠને ચાલી જતા જોઈ લંગડાએ ભલામણ કરી: 'આ આંધળીને આલતા જાઓ શેઠ!'

શેઠને દયા આવી, અને પાછા ફરતા ખીસામાંથી પાઈ કાઢતાં કાઢતાં પૂછ્યું, 'અલ્યા તારી બૈરી છે?'

'હઆં માબાપ!' લગડાથી બોલાઈ જવાયું, અને પેલી બાઈ કંઈ કહેવા જાય તે પહેલા તો વાડકામા કશુંક ખખડ્યું. શબ્દો જીભ પર જ રહ્યા. ગુસ્સો વાયરે ભળ્યો.

શેઠના ગયા કેડે, દૂર દૂર નજર દોડાવી લઈ લંગડાએ હજુ ઊભી રહેલી એ બાઈને વળી કહ્યું: 'લે બેસ, હુ જઉં છું.'

પેલી બાઈ બેઠી, અને લગડાના ખસવાનો અવાજ આવતાં બોલી: 'બેસ ને તું ય. કાંઈ મારા કરમમાથી થોડુ લઈ લેવાનો છે?'

'પણ પાછી મૂળ કાઢે તો?'

'તુ તો કે'તો'તો ને કે મૂળ રે'વા સરખું તો કોઈ નથી?' સહેજ મોં મલકાવતા બાઈ બોલી, અને પછી પેલા શેઠને કહેલુ યાદ આવતા મોં ચઢાવી ઉમેર્યું, 'જો પાછો પેલા શેઠને કહ્યું એવું ફરી કે'તો!'

'અરે ગાડી, એમ કહ્યું તો પાઈ મળી! એમાં તારુ શું ગયું?'

બાઈએ તેના તરફ ફક્ત ડોકું ફેરવ્યું. લંગડાએ એની નાચતી પાપણો પરથી પારખ્યું કે એ અંધ આંખોમાં મોહિની છે.

પેલીએ એનું કામ શરૂ કર્યું, 'આંધળીની કોઇ દિયા કરો માબાપ. કોઈ પાઈ પૈસો...'

'શું કામ મોઢુ દુખાડે છે? કોઈ આવતુ હશે તો હુ કાઈ નાહ બોલુ? એટલે તું ય બોલજે.'

બાઈને પણ એ વાત ગમી છતા ય રોજની ટેવ પ્રમાણે બોલી જવાતુ હતુ. અને જ્યારે પેલો લગડો બોલતો સારે વળી બમણા વેગે બોલતી.

એમ કરતા અંધારુ પડયુ પેલી બાઈ ઊઠી ચાલવા લાગી

'ક્યા જઈશ? તારે ક્યા ય ઠામઠેકાણું છે?' લગડાએ પૂછયુ

'તારે શી પચાત? જઈશ મારે જ્યા જતી હઈશ ત્યાં! ભિખારીને વળી ઠામઠેકાણાં શા!' ચાલતા ચાલતાં તે બોલી જવાબની આશા હતી પણ વ્યર્થ ગઈ

લગડો કઈ ન બોલ્યો. તેણે પણ હમણા બેચાર દિવસથી ગણેલા નવા ઘર તરફ સરકવા માડયુ.

બીજે દિવસ સૂર્યના આવતા પહેલા લંગડો પેલે ઠેકાણે આવી બેઠો, અને પેલી બાઈની પ્રતીક્ષા કરવા લાગ્યો. થોડી વાર કેડે દૂરથી તે બાઈ આવતી દેખાઈ. લંગડાએ બમણા વેગે ઘાટો પાડ્યો. 'કોઈ દિયા કરો રે શેઠ! કોઈ લંગડાને પાઈ પૈસો...'

પેલી બાઈ પણ તેનાથી થોડે છેટે બેસી દયાળુઓને આર્જવી રહી. 'ભગવાન તમારું ભલુ કરે શેઠ! કોઈ...'

બપોર ચઢયે ઘરાકોની અવરજવર ઓછી થતા, લગડાએ તે બાઈ તરફ સરકતા પૂછયુ. 'કેટલા પૈસા આવ્યા?'

'એક આનો ને બે પાઈ. તારે કેટલા થયા?' બાઈએ પૂછ્યું.

'મારે તો એક આનામા ય બે પાઈ ઘટે છે' એટલામા તો લગડો છેક પાસે આવી લાગ્યો હતો.

થોડીવાર ચુપકીદી છવાઈ.

'તારું નામ શું?' લગડાએ પૂછ્યું.

'તારે શું કામ છે? તારું નામ કહુંને?'

'મારું નામ તો ચમનો...'

'ત્યારે મારું નામ જમની' કહી જમનીએ તેના તરફ મોં ફેરવ્યું.

ચમને જમનીના મોં પર હાસ્ય જોઈ હિંમત કરી, કહ્યું: 'જમની કરતાં ચમની નામ રાખ.'

'તારુ જ જમનો રાખને?'

એટલામા ચમને બેચાર ઘરાક જેવા આવતા ભાળી બોલવા માંડયું: 'લગડાને કોઈ...'

'આંધળીને કોઈ.. !' જમનીએ પણ બોલવા માંડયું.

બપોર નમતાં બેઉ જણે બબ્બે પૈસાના ચણા લઈ લારીવાળાને ખટાવ્યો.

સાંજ પડતાં પાછો હિસાબકિતાબ કર્યો અને જવાની તૈયારી કરી. જતાં જતાં ચમને પૂછ્યું: 'કાલે અગ્યારસ છે, ભદ્દરકાળી માતાએ આવીશ?'

'હુ શી રીતે આવું? ક્યાંય ભૂલી પડુ તો?'

'તું અહીં આવજે, પછી આપણે બેય જઈશું.'

'સારુ' કહી જમનીએ ચાલવા માંડયું.

બેઉના ઉપર કાળનો કુહાડો તો બહુ નહોતો ફર્યો; હશે, અઠ્ઠાવીસ ત્રીસની આજુબાજુ. પણ ભૂખના કુહાડાએ અંગને વેરણછેરણ કરી નાંખ્યું હતુ.

પાછો દિવસ ઊગ્યો, ને લંગડો તે રસ્તા પર આવી જમનીની રાહ જોતો બેઠો. થોડીવાર કેડે જમની પણ આવી લાગી.

'કયોં બીબીસા'બ! આજે કોની સાથે વાતો કરતાં હતાં?

'હું? કોઈની સાથે નહિ,' તે હસીને બોલી.

'જુઠ્ઠી! કમજાત! મેં મારી નજરે જોઈ છતાં જુઠ્ઠું બોલે છે?' મેં તેની ગરદન પકડી. મેંહામહેનતે હઠાવેલો ગુસ્સો ફરી પાછો મારા રોમેરોમમાં વ્યાપી ગયો.

તેની આંખ ફરી ગઈ. ટટ્ટાર થઈ તે બોલી:

'છોડી દો મને. હા, બોલી હતી. કોઇ માણસ જોડે પાંચ મિનિટ વાત પણ ન થાય?'

'મેં એને ધક્કો મારી દૂર ફેંકી. 'વારે વારે ના પાડુ છું છતાં તુ એની સાથે બોલે છે?'

'હા, તે મારો જૂનો ઓળખીતો છે,' તે એટલુ જ બોલી.

અમારી તકરાર લાંબી ચાલી એમાથી એટલુ તો હું જોઇ શક્યો કે વાત વાતચીતથી આગળ વધી નહોતી. પણ હું મારા કરેલા નિશ્ચયને વળગી રહ્યો. મેં એને તલ્લાક આપી દીધી.'

'તેને દુઃખ તો થયું જ હશે?' મેં પૂછ્યું.

'દુઃખ તો થાય જ ને? તેની મારા ઉપર મહોબ્બત ઓછી નહોતી. શાત પડતા તે રોઇ, પગે પડી, માફી માગી, પણ હું એકનો બે ન થયો'

'પણ એવુ તે થાય, ગુલામદીન?' મારા અવાજમા ઠપકો હતો.

'જનાબ, તમને એ સાચુ નહિ લાગે, પણ ઓરત તો પગની જુત્તી જેવી છે એક વાર સીવાઈને આવી અને પગમા બરોબર બેસી ગઈ તો ઠીક છે, નહિતર હજાર વાર તેને સમારો તોયે એ બધબેસતી થવાની જ નહિ. એને તો પગમાંથી ઉલાળીને ફેંકી દો તો જ ફાવો. નહિતર હરહમેશ તમને ક્યા ને ક્યાં એ નડવાની.'

'તને સાચું કહું, ગુલામદીન ?'

'કહોને.' મારી સામે તે જોઈ રહ્યો

'તું વાતો મોટીમોટી કરે છે પણ ત્યાં તો તેને જોત સામો દોડી ગયો અને કેટલો લળીલળીને, ઝૂકીઝૂકીને તું એ વાત કરતો હતો ? ને એ તો કંઈક મહેરબાની કરતી હોય તારી સાથે વર્તતી હતી.' મેં કહ્યું.

ગુલામદીને એક લુચ્ચું સ્મિત કર્યું. તેનો ચહેરો હતો જરા વધારે કરડો બન્યો. તે બોલ્યો

'એ તો, હજૂર, હવે સિર્ફ ઓરત રહી. હું મર્દ. એ કં બીબી નથી. ને આવી ખૂબસૂરત નાઝનીન પાસે કોઈ લળી પડે, ઝૂકી પડે, તેમાં તમને નવું શું લાગ્યું ?'

'ત્યારે તું હવે એને ઘરમાં નહિ લેવાનો ?' ગાડી ઉતારા પાસે આવી પહોંચી હતી, તેમાંથી ઊતરતા ઊતરતા મેં

'પેલી જુત્તીની વાત મેં ન કરી, હજૂર ?' તેણે કંઈ કહી નાખ્યું હોય એવી તેની મુખમુદ્રા બની રહી.

'કેટલાં વર્ષ થયાં એને છોડી દીધે ?' મેં પૈસા કાઢત

'દોઢ સાલ,' તેણે કહ્યું.

'એમાં એને વિશે કંઈ ખરાબ તેં સાભળ્યું છે ?

'એ મોજડી મારા પગમાં બેસતી નથી. હું તો એટલું કહી પૈસા હાથમાં લઈ તે ગાડી દોડાવી ગયો

'માણસ જબરો હતો, હો !' મારી પત્નીએ ઉતારાના ચડતાં કહ્યું

'પણ એને આ ના પાડતો હતો તોયે શા-માટે કોઈ સાથે વારેવારે બોલવા જતી હતી? ને છતાં આણે મારી પણ નહિ, છોડી દીધી. નહિતર આ લોકો તો ખૂન કરે એવા.'

'તું ધ્યાન રાખજે હોં!' છોકરાં અંદર દોડી ગયાં હતાં એટલે મેં કહ્યું, 'તુ સંભાળજે. હું પણ કોઈ દિવસ તને ન છોડી દઉં!'

'તમે? તમે ને શું છોડનાર'તા?' કહી તેણે મારી સામે એવી રીતે જોયું કે હું તો બધું ભૂલી એનાં નેત્રોનાં સરવર જ જોઈ રહ્યો.

# ૧૨ સુખદુ:ખનાં સાથી

પન્નાલાલ પટેલ

'કોઈ આંધળીને પાઈ પૈસો આપો માબાપ!' ફૂટપાથની ધાર પર બેસી એક બાઈ પોકારી રહી હતી.

'માબાપ, કોઈ લૂલાંલગડા પર દીયા કરો બાપ!' બાજુમાથી એક બેઉ પગે લંગડાનો અવાજ આવ્યો.

'કુણ જાણે નખ્ખોદિયાં ક્યાંથી ટળે છે? જ્યા જઉં છુ ત્યા કેડે ને કેડે...' બબડતી બબડતી પેલી આંધળી બાઈ ઊઠી અને દીવાલને ભોમિયો બનાવી ચાલવા લાગી.

'એ બેસ બેસ, હુ જઉં છું' પેલા અપગે ઢસેડાતા કહ્યુ.

'તારા બાપનો રસ્તો છે?' એને બદલે, આવુ કહેનાર આ પહેલુ જ માણસ સાંભળતા, તે બાઈને મશ્કરી લાગી. આસ્તે આસ્તે ચાલતાં તેણે કહ્યુ, 'જવું'તુ ત્યારે તારુ મૂળ જવા અહીં પાસે વલાણો'તો?'

'ના ના, ખરુ કહું છુ, બેસ' લગડાએ કહ્યુ અને પછી હસતા હસતાં ઉમેર્યું: 'અમથુ' ગયેલા મૂળનુ મૂળ શું કામ કાઢે છે?' એટલામા રસ્તે જતા એક ધાર્મિક માણસને દેખતા એનો અન્નપૂર્ણા જેવો વાડકો ધરતા બોલી પડ્યો: 'લગડાને કોઈ આલો માબાપ!'

'આંધળીને પાઈ પૈસો આલો માબાપ!' કહી બાઈએ પણ ઝટ પીઠ ફેરવતાં વાડકો ધર્યો; પેલા શેઠે લંગડાના વાડકામાં પાઈ નાખી. ખણખણાટ સાંભળતાં પાછી પેલી બાઈ આર્જવી રહી. શેઠને ચાલી જતા જોઈ લંગડાએ ભલામણ કરી: 'આ આંધળીને આલતા જાઓ શેઠ!'

શેઠને દયા આવી, અને પાછા ફરતાં ખીસામાંથી પાઈ કાઢતાં કાઢતાં પૂછ્યું, 'અલ્યા તારી બૈરી છે?'

'હઆં માબાપ!' લગડાથી બોલાઈ જવાયું, અને પેલી બાઈ કંઈ કહેવા જાય તે પહેલાં તો વાડકામાં કશુંક ખખડયું. શબ્દો જીભ પર જ રહ્યા. ગુસ્સો વાયરે ભળ્યો.

શેઠના ગયા કેડે, દૂર દૂર નજર દોડાવી લઈ લંગડાએ હજી ઊભી રહેલી એ બાઈને વળી કહ્યું: 'લે બેસ, હું જઉં છું.'

પેલી બાઈ બેઠી, અને લંગડાના ખસવાનો અવાજ આવતાં બોલી: 'બેસ ને તું ય. કાંઈ મારા કરમમાંથી થોડું લઈ લેવાનો છે?'

'પણ પાછી મૂળ કાઢે તો?'

'તું તો કે'તો'તો ને કે મૂળ રે'વા સરખું તો કોઈ નથી?' સહેજ મોં મલકાવતાં બાઈ બોલી, અને પછી પેલા શેઠને કહેલું યાદ આવતા મોં ચઢાવી ઉમેર્યું, 'જો પાછો પેલા શેઠને કહ્યું એવું ફરી કે'તો!'

'અરે ગાંડી, એમ કહ્યું તો પાઈ મળી! એમાં તારુ શું ગયું?'

બાઈએ તેના તરફ ફક્ત ડોકું ફેરવ્યું. લંગડાએ એની નાચતી પાંપણો પરથી પારખ્યું કે એ અંધ આંખોમાં મોહિની છે.

પેલીએ એનું કામ શરૂ કર્યું, 'આંધળીની કોઇ દિયા કરો માબાપ. કોઈ પાઈ પૈસો...'

'શું કામ મોઢુ દુખાડે છે? કોઈ આવતુ હશે તો હુ કાઈ નાહ બોલુ? એટલે તું ય બોલજે.'

બાઈને પણ એ વાત ગમી. છતા ય રોજની ટેવ પ્રમાણે બોલી જવાતુ હતું. અને જયારે પેલો લગડો બોલતો ત્યારે વળી બમણા વેગે બોલતી.

એમ કરતા અધારુ પડયુ પેલી બાઈ ઊઠી ચાલવા લાગી.

'ક્યા જઈશ? તારે ક્યા ય ઠામઠેકાણું છે?' લગડાએ પૂછયુ

'તારે શી પંચાત? જઈશ મારે જયા જતી હઈશ ત્યા! ભિખારીને વળી ઠામઠેકાણા શા!' ચાલતા ચાલતાં તે બોલી. જવાબની આશા હતી પણ વ્યર્થ ગઈ.

લગડો કઈ ન બોલ્યો. તેણે પણ હમણા બેચાર દિવસથી ગણેલા નવા ઘર તરફ સરકવા માડયુ

બીજે દિવસ સૂર્યના આવતા પહેલા લગડો પેલે ઠેકાણે આવી બેઠો, અને પેલી બાઈની પ્રતીક્ષા કરવા લાગ્યો. થોડી વાર કેડે દૂરથી તે બાઈ આવતી દેખાઈ. લંગડાએ બમણા વેગે ઘાટો પાડ્યો. 'કોઈ દિયા કરો રે શેઠ! કોઈ લગડાને પાઈ પૈસો ..'

પેલી બાઈ પણ તેનાથી થોડે છેટે બેસી દયાળુઓને આર્જવી રહી. 'ભગવાન તમારુ ભલું કરે શેઠ! કોઈ.. '

બપોર ચઢયે ઘરાકોની અવરજવર ઓછી થતા, લંગડાએ તે બાઈ તરફ સરકતા પૂછયુ : 'કેટલા પૈસા આવ્યા?'

'એક આનો ને બે પાઈ તારે કેટલા થયા?' બાઈએ પૂછયુ

'મારે તો એક આનામા ય બે પાઈ ઘટે છે.' એટલામા તો લગડો છેક પાસે આવી લાગ્યો હતો.

થોડીવાર ચુપકીદી છવાઈ.

'તારું નામ શું?' લગડાએ પૂછ્યું.

'તારે શું કામ છે? તારું નામ કહેને?'

'મારુ નામ તો ચમનો...'

'ત્યારે મારુ નામ જમની' કહી જમનીએ તેના તરફ મોં ફેરવ્યું.

ચમને જમનીના મોં પર હાસ્ય જોઈ હિંમત કરી, કહ્યું: 'જમની કરતા ચમની નામ રાખ.'

'તારું જ જમનો રાખને?'

એટલામાં ચમને એચાર ઘરાક જેવા આવતા ભાળી બોલવા માંડ્યું: 'લંગડાને કોઈ. .'

'આંધળીને કોઈ..!' જમનીએ પણ બોલવા માંડ્યું.

બપોર નમતાં બેઉ જણે બબ્બે પૈસાના ચણા લઈ લારી-વાળાને ખટાવ્યો.

સાંજ પડતાં પાછો હિસાબકિતાબ કર્યો અને જવાની તૈયારી કરી. જતાં જતાં ચમને પૂછ્યુ: 'કાલે અગ્યારસ છે, ભદ્રકાળી માતાએ આવીશ?'

'હુ શી રીતે આવું? ક્યાંય ભૂલી પડુ તો?'

'તું અહી આવજે, પછી આપણે બેય જઈશું.'

'સારું' કહી જમનીએ ચાલવા માંડ્યું.

બેઉના ઉપર કાળનો કુહાડો તો બહુ નહોતો ફર્યો; હશે, અઠ્ઠાવીસ ત્રીસની આજુબાજુ. પણ ભૂખના કુહાડાએ અંગને વેરણછેરણ કરી નાંખ્યું હતું.

પાછો દિવસ ઊગ્યો, ને લગડો તે રસ્તા પર આવી જમનીની રાહ જોતો બેઠો. થોડીવાર કેડે જમની પણ આવી લાગી.

'જો મારી પાછળ પાછળ આવ્યા કર,' કહી ચમન ખસવા લાગ્યો. રોજ જે રસ્તો કાપતાં ઘણીવાર થતી, તે આજ તેનાથી ઝટ ઝટ કપાઈ જતો હતો—આજ એને ચાલ પર કાબૂ રાખવો પડ્યો. રસ્તામા ઊતરવાનુ કે ચઢવાનું આવતુ તો ચમન, જમનીને ચેતાવતો, 'જોજે ઢાળ છે,' 'એ અહી ચઢવાનું છે.' વળી કોઈ મોટર કે ઘોડાગાડી રસ્તો ઓળગતા દેખાતી તોપણ બોલી ઊઠતો. 'જમની! ઊભી રે', મોટર આવે છે.' અને એમ કરતા કરતા બેઉ જણ ધારેલે ઠેકાણે આવી, માતાને આગણે ધૂણી ધખાવી, 'માબાપ કોઈ. ...!'

સાજ પડવા આવતાં, બેઉ જણ ઊઠ્યા. આજ એમનામા સારી કમાણીનો ઉલ્લાસ હતો અને તેમાં ય જમનીને વધારે.

'પેલી જગા આવતાં કે'જે પાછો હોં?' જમનીએ કહ્યું.

વીજળીના ગોળા, પોતાનાં અંતર બાળી બાળી રસ્તાઓને ઝળહળાવી રહ્યા. ચમને રસ્તાની આજુબાજુ ધૂવવતા અંધારને જોઈ રાત પડતી જાણી, જમનીએ વાતાવરણને બોલતુ સાભળી રાત પડતી માની!

જમનીના અંતરમા આછી આછી ફડક હતી: ચમનો ક્યાં ય અવળી ન દોરી જતો હોય. અને સવારના કાપેલા રસ્તાનું માપ કાઢતા ઘડી ઘડી હાથને ભીત તરફ લંબાવી ખાતરી કરી જોતી: પેલી ભીંત આવી કે નહિ

'આ તારી હદ આવી જમની. તુ નિત આ મેરથી જ આવતી'તી.'

'હઆ, બરોબર આ જ,' જમનીએ ઊભી રહી દીવાલને આગળીઓથી જ જોઈ કહ્યું, અને મગજમાંના એના નિતના રસ્તાનો નકશો પણ વિચારી રહી. વળી આ માતાના રસ્તાનો નકશો પણ ચીતરી લેવા ઓછોવત્તો પ્રયત્ન કરવા લાગી. એટલામાં ચમનનો

અવાજ આવ્યો: 'જમની, તુ ક્યાં પડી રે' છે? સારી જગા ન હોય તો મેં એક સારું ઠેકાણું ખોળી કાઢયું છે. ત્યાં નથી કોઈ ભિખારી વિતાડે એવું, કે નથી પોલીસવાળા છેડે એવું.' અને જમનીને ચૂપ રહેલી જોઈ પાછું પૂછ્યુ,: 'લે હેંડ, આવે છે?'

જમનીએ, ફૂટપાથની એક દીવાલ સોડે ઝાડનાં બે જબરાં થડિયાં, એની વચ્ચે એ સૂઈ રહે એટલી જગ્યા, થોડેક છેટે પાણીનો નળ, એમ પોતાના ઘર તથા લત્તાનું સ્મરણ કર્યું. વળી અખંડ રાત જાગતાની સાક્ષી પૂરતા ભસ્યા કરતાં બે કૂતરાં યાદ કર્યાં. તેને જવું ન ગમ્યું. 'ના, મારે તો સારી જગા છે.'

'તો તું જાણે; બાકી આ જગા સારી હતી.' ચમન ઉદાસ થતાં બોલ્યો અને પછી ઘસડાવા માંડતાં કહ્યું: 'જા તો!'

જમની ચમનની ઉદાસી સમજી ગઈ. તેને પણ બેઉ પગે લૂલો જાણેલો અને અવાજથી કલ્પેલો ચમન છોડી જવો આજ નહોતો ગમતો. આખરે પોતાના પંથે પડતાં જમનીએ પૂછ્યુ: 'કાલ આવીશ ને?'

'પાછી તું ભાંડશે તો?'

'એવું ન બોલતો હોય તો! મેં ક્યારે તને ભાંડ્યો છે?' મોં પર બનાવટી રોષ હતો.

'સારું, જા.' ચમને હસતાં હસતાં કહ્યું; અને પછી વૃક્ષ નીચેના પોતાના ઘરને ગળે કોઈ ન પડી ગયું હોય એ ફિકરે હાથની ફગાળો ભરતો સરકવા માંડ્યો.

ઉનાળાનો સમય હતો એટલે બેઉને બિસ્તરાની પીડા ઓછી હતી.

પછી તો રોજ જમની તથા ચમન એ રસ્તા પર બેસતાં અને નવરાશની ઘડીએ વાતોચીતો પણ કરતાં.

એક દિવસ જમની પોકારી રહી હતી: 'માબાપ કોઈ...'એટલામા વાડકામા કંઈક ખખડયું. જમનીએ હાથ ફેરવી જોતા અને પાઇ પૈસાને બદલે કાંકરી હાથ આવતા બાજુમા બેઠેલા ચમનને ધૂટી મારતાં કહ્યું, 'ચાળાનો ભરેલો ન દીઠો હોય તો!' અને અવળી દિશામાં ચમનને ખડખડાટ હસતો સાંભળી બોલી, 'આવજે મારી પાસે હવે!' ચમન તો હસતો જ હતો.

આજે જમનીનું અક્ષયપાત્ર રૂઠયું હતુ. સાજ પડતા ફક્ત ચાર પાઈ મળી હતી. સાલાની પાલવતિજોરીએ બાધેલા ચાર આનામાથી ખાવું પડશે એ વિચારે તે ઉદાસ હતી. ચમનને પણ આજ પૈસો જ મળ્યો હતો. પણ તેની પાસે અકબધ પડેલા બે રૂપિયાનો તેને તો ગરમાવો હતો.

'લે ચાલ, વેળા થઈ, જવું નથી?' ચમને પૂછયું.

'બેસને. કોઈ દિયાળુ આવે તો!' જમની બોલી.

ચમન જમનીની ઉદાસીનુ કારણ કળી ગયો.

એવામાં જમનીના કાનોએ બૂટનો ખડખડાટ સાંભળ્યો. 'કોઈ આંધળીને આપો માબાપ!' છાલામાં કઈક પડતુ સાભળી 'જીવતા રો' શેઠ, ભગવાન તમારો વેલો વધારો.' અને છાલામાંથી પૈસો હાથ આવતાં મોં પર આનંદ નાચી રહ્યો.

'જમની, વેલો તો શેં વધે! મૂળમાં બૈરુ જ ન હોય પછી. ભગવાન બૈરું આલે એમ કે'!' કહી ચમન હસવા લાગ્યો.

જમની સમજી ગઈ. પેલા બૂટ તો સીધા જ જતા સાભળ્યા હતા. માન ન માન, પણ આ કારસ્તાન ચમનના જ છે, વિચારી બોલી: 'લે આ તારો પૈસો.'

'પૈસાને શું કરું, મારે તો બૈરું મલે એવો આશરવાદ જોઈએ છે,

'એય મલશે. લે,' ચમન તરફ પૈસો ધરેલો હાથ એમ ને એમ રાખી જમની બોલી.

'દાનમાં દીધેલું પાછું ન લેવાય.'

'ઉહું: તારે લેવો જ પડશે.'

'એક શરત કબૂલે તો લઉં,' ચમને સહેજ પાસે ખસતાં કહ્યું.

આલમને આંગણે અંધાર ઘૂઘવતાં હતાં પણ એમાંથી એકુને ભાન નહોતુ.

'શું?' જમનીએ ઈંતેજારી દર્શાવતા અવાજે પૂછ્યું.

'તું આજ મારે ઘેર પરૂણી થાય તો.' ચમને છાતી પર હાથ રાખી કહ્યું.

જમની વિચારમાં પડી અને થોડી વાર પછી બોલી: 'તો તું જ મારી હારે હેંડ ને?'

'આવી જગા ત્યાં નહિ હોય, જમની. અહીંથી ઘણું છેટું નથી. આ હવેલીઓથી થોડે વેગળે ઉઘાડામાં એક લીમડો છે. કોઈ યે નામ લે એવું નથી ત્યાં.' અને થોડીવાર છાના રહી પાછું ચલાવ્યું: 'આજ ન ગોઠે તો કાલ ન આવતી.'

'લે હેંડ ત્યારે,' કહી જમની ઊઠી.

ચમનનું હૈયું થનગની ઊઠ્યું, ભક્તને ઘેર જાણે ભગવાન આવતા હોય એમ.

'ઊભી રે', -થોડાં ભજિયા લઈ લઈએ. તું અહીં ઊભી રે'જે હુ તો આમ આવ્યો.' હાથના ઠેકડા ભરતાં ચમન બોલ્યો, અને નજીકની હોટેલમાંથી શેર ભજિયાં લઈ, ખભે વિંટાળેલા કપડાએ ગાંઠ મારી, વડીકમાં પાછો ફર્યો.

'લે ચાલ.' ચમન આગળ થતા બોલ્યો. પાછળ અવાજની લાકડીએ જમની દોરાઈ.

ચમનનું ઘર આવી પહોંચ્યું. તેનું ઘર—ધરતી માતાએ અંતરનાં અમી પાઈ ઉછેર્યું હતું, કુદરતે આછી આછી પાદડીએ છાયું હતુ, અનિલ સદા ય જેને હસાવ્યા રમાડ્યા કરતો હતો, અને રોગ જેનાથી તોબાહ પોકારતો હતો એવા એ—લીમડા નીચે હતુ. ચારે બાજુ મેદાનનું ખુલ્લું આંગણું હતું. નીચે સદાય પડી ને પાથરી રહેતી ધૂળની પથારી પર ઠરતાં ચમને જમનીને કહ્યું : 'બેસ'

પછી ભજિયા છોડી બેઉ જણુ ખાવા લાગ્યા. જમનીની ભૂખ આજ ક્યાં ય મૂઠીઓ વાળી ગઈ હતી. પણુ ભજિયાના સ્વાદે થોડીક તાજી કરી. તેણે હાથ ફેરવતા પૂછ્યું. 'તું તો ખાય છે કે નથી ખાતો ?'

'ખઉં છું ને.' ચમને જમનીના હાથને અડે એમ ભજિયું લેતા કહ્યું. એને તો આજ જાણે જીવતરની ભૂખ ભાગી હોય એવું હતુ.

થોડીવાર પછી પાછી જમની બોલી : 'લુચ્ચો! ભજિયાં તો એટલાં ને એટલાં લાગે છે.' અને ચમનને 'ના, ના, ખઉં છું ને' કહેતો સાભળી પૂછ્યું : 'ખા જો મારા સમ ?' પણુ જ્યારે ચમન કાંઈ ન બોલ્યો, ત્યારે, 'એમ નહિ, અડધો અડધ ભાગ પાડીએ,' કહી બેઉ હાથે ભાગ પાડી પોતાનાં ભજિયાં પર એક હાથ મૂકી ખાવા લાગી.

'તેં તો ઓછાં લીધા.'

'મારે વધારે નથી ખાવા,' જમનીએ કહ્યુ.

ખાઈ પરવાર્યા કેડે ચમન, જમનીને થોડેક દૂર આવેલા નળે દોરી ગયો. બેઉ જણુ પાણી પી પાછાં ફર્યાં અને આડા પડી મોડી રાત સુધી વાતો કરતાં કરતાં ઊંઘી ગયા

પછી તો જમની તથા ચમન સાથે જ માગવા જતાં, સાથે જ ખાતાં અને સાથે જ રહેવા લાગ્યા.

ચોમાસું શરૂ થઈ ગયું હતું. ચમનને ઘર બદલવાની જરૂર જણાઈ. 'તું બેસ, હું જરા કોઈ સારું ઠેકાણું જોઈ આવું,' કહી ચમન બેઉ હાથ વચ્ચે શરીર ઝુલાવતો નીકળી પડ્યો.

'જો ક્યાંઈ બહુ છેટે ન જતો. પાછો થાકી જઈશ. ને ઝટ પાછો વળજે,' જમનીએ કહ્યું. અને પાછી વરાકોની દયા યાચી રહી.

ચમન મોડેથી, ઘર ખોળી આવી લાગ્યો; અને થોડીવાર પછી ગગનનો આગગોળો ક્ષિતિજના જડબામાં અદૃશ્ય થતાં બેઉ ઊઠ્યાં.

થોડેક ગયા કેડે દૂરથી લૉજ જોઈ ચમનના મોમાં પાણી વળ્યું. 'જમની, બે પૈસા મારી પાસે છે. જો એક આનો આલે તો દાળભાત લાવત, ઘણા દન થયા આજે સ્વાદ થયો તો.'

ભેગાં રહ્યાં કેડે બેઉની લક્ષ્મી જમનીના સાલ્લાને છેડે રહેતી.

'તે લેને, ના કોણે કહી ? પણ લાવીશ શામાં ?'

'એક શકોરું મેં સતાડી રાખ્યું છે એ વીશીની પાસે, ગટરના બાકોરામા. તું ન'તી ત્યારે કોક કોક દન ત્યાં ખાઈ આવતો.'

'પણ તને લાવતા શી રીતે ફાવશે ? લે હેંડ હું ય આવું.' જમની બોલી.

વીશી પાસે જતાં ચમને, ફૂટપાથની કિનારી નીચે પાણી જવાના બાકોરામાંથી શકોરુ કાઢી એક છોકરાને કહ્યુ : 'ભાઈ, એક છ પૈસાના દાળભાત આપો ને ?'

થોડીવાર પછી છોકરો દાળભાત નાખવા આવ્યો.

'શાક નથી લાવ્યા ભાઈસા'બ ?' ચમને ખાલી દાળભાત જોઈ પૂછ્યું.

'લેવું હોય તો લે નહિ તો ચાલતો થા. સાલી ભિખારીની જાતને સ્વાદ તો જુઓ !' થડે બેઠેલા શેઠ બોલ્યા.

ચમને વાટલું ધર્યું.

'અલ્યા. પૈસા લીધા ?' શેઠે પૂછ્યું.

છોકરાએ પહેલાં પૈસા મુકાવ્યા, અને પછી દાળભાત વાટલામાં નાખી, પૈસા લઈ ચાલતો થયો. ચમન જમનીનું રગશિયું ગાડું પણ ચાલવા માંડ્યુ.

'હવે પડવા દેને, દાળભાતમાં ઉમેરો થશે! ક્યાય પડીબડી જઈશ.' ચમને વરસાદના ફોરાંને ટાળવા શકોરા પર પાલવ ઢાકતી જમનીને કહ્યું.

એક દીવાલ પર નાગની ફેણ માફક ઝૂકેલા વૃક્ષ નીચે ઠરતાં ચમન બોલ્યો, 'બેસ, જો અહી છાંટો ય પડે છે ?'

'સારુ ખોળી કાઢ્યું છે; કોરું કટ છે.' જમનીએ બેસતા કહ્યુ

'મેં તો ગયે વર્ષે ય અહી ચોમાસું ગાળ્યું'તું' ચમને કહ્યુ. અને જમનીનો ખભો હલાવતાં ઉમેર્યું: 'પણ એ વેળાએ જમની ન'તી. રાત તો જાણે કરડવા દોડતી.' પછી બેઉ જણુ, વચ્ચે વાટલું રાખી, ખાવા વળ્યાં.

'તુ ભીત બાજુ સૂઈ રહે.' જમનીએ ફૂટપાથની કિનાર તરફ ખસતા ચમનાને કહ્યું.

'ના. એણીપા તું સૂઈ રહે,' ચમને કહ્યું.

અને એમ કેટલી ય રકઝક પછી જમની દીવાલ તરફ સૂતી સોડમા ચમન સૂતો.

એમ કરતા દીવાળીના દિવસો આવ્યા જમનીને ચમન પેલા રોજના ઠેકાણે મૂકી, બેઉ હાથના ઘોડા પર ચઢી અલક મલકને મદિરે ઘૂમી આવી, સુખીઆ લોકોની દયાથી પાઈ પૈસો મેળવી એની મિઠાઈ લઈ સાંજે મુકામ પર જમનીને તેડી જઈ એની આગળ મૂકતો.

'તું ખાને !' જમની કહેતી.

'મેં તો ખાધુ છે તું ખા,' કહી ચમન ના પાડતો

'ના, ખાધું હોય તો ય, ફરીવાર ખા...પણ, એમ તો હું એકલી નહિ ખાઉં.' અને આમ જ્યારે ચમનને ખાવું જ પડતુ, ત્યારે જમની પાંપણો નચાવી કહેતી: 'હું તને ન ઓળખતી હોઉં ત્યારે ને? પણ કાલથી તું ન જતો. ક્યાં ય ફરવામાં ને ફરવામાં મોટર નીચે આવી જઈશ. બળ્યું એ ખાવું. જીભને તો જેટલા સવાદ કરીએ એટલા ઓછા.'

'આ બે દન, પછી ક્યાંથી આવા ચચ્ચાર આના મલવાનાય છે, ને આવું ખાવાનાં ય છીએ?'

'મૂવુ નહિ મલે તો. થોડુ મલશે તો સોંઘું ખાઈશું.'

દીવાળી ય પસાર થઈ ગઈ.

એક દિવસ રાતના ઠંડીનો ચમકારો જોઈ ચમને સોડમાં સૂતેલી જમનીને પૂછ્યું, 'જમની, કેટલા પૈસા છે?'

'બે રૂપિયા ને એક આઠ આની બંધક છે. બીજી થોડીક પાઈઓ છે. કેમ પૂછવું પડ્યું?'

'કાલે શક્કરવારીમાથી એક સાલ્લો ને ઘાઘરો લઈ આવું,' અને પછી જમીનીના અંગ પર નજર દોડાવતાં ઉમેર્યું, 'જોને તારાં લૂગડાં, કાઢ્યું હોય તો એક ગયણું ય સાબત ન નીકળે.'

'ત્યારે તારે ક્યાં સાજાં છે?' અને આડા પડેલા ચમનના શરીર પર હાથ ફેરવતાં 'આ...આ, જેમ તેમ ગાંઠો મારીને તો વેંઢારી રાખ્યાં છે.'

'મારી વાત તો ઠીક છે.'

'ના, લાવે તો બેયને સારુ લાવજે, નહિ તો હુ નહિ પહેરું; હા!' જમનીએ કહ્યું.

જમની તથા ચમન ઠંડીના ચમકારમાં દિવસ ઊગતા પહેલાં રોજને સ્થાને આવી બેઠાં હતાં. માતા ચઢી હોય એમ શરીર કાંપતું હતું. મોં પોકારી રહ્યુ હતું: 'કોઈ દિયાળુ દિયા કરો રે શેઠ!' પણ

શિયાળુના ય શા ભોગ લાગ્યા હોય તે આવા વખતે ખિસ્સામાંથી હાથ બહાર કાઢે ?

પેપરવાળા ઝડપી ચાલથી દોડીને હફાવતા પોકારી રહ્યા હતા: 'ઠેર ઠેર પડેલા હિમ! હિમે તારાજ થયેલો પાક! . ..'

'આજ તો બહુ ટાઢ છે, જમની. ગોદડી વીંટી છે તો ય કાળજુ કાપે છે!' ચમને કડકડતી દાઢીએ વાત કરી

'તે અહીં મારે પડખે દબાઈને બેસ ને!'

'ના રે ના, કોઈ પાઈપૈસો આપતુ હોય તોય ન આપે.' ચમને ભેગું હાસ્યને ભેળવ્યુ.

'તો ક્યાંક તાપમા જઈને બેસ. હવે તો તાપ નીકળ્યો હશે!' જમનીએ કહ્યુ. અને પોતે ઓઢેલી ચારશેરેક ગાભાની ગોદડી કાઢતાં બોલી, 'લે, આ ગોદડી લેતો જા.'

'અરે ના, તુ તારે રે'વા દે, પેલા તાપમા જઈને બેસુ છુ' કહી ચમન સરકવા લાગ્યો, ધીમેધીમે. આજ હાથ ઊભા રહે તેમ નહોતુ.

બપોર થવા આવ્યા તો ય ચમનની ટાઢ ઊડી નહિ જમનીને વહેમ પડ્યો. 'કે પછી તાવબાવ આવ્યો છે?' કહી ચમનના શરીરને હાથ અડાડતામા બોલી પડી: 'હાય! હાય! શું ટાઢ ટાઢ કરે છે? ડીલ તો તાવે ધીખે છે!'

'એ તો અમથું.' ચમને જમનીના મો પરથી ઊડી જતુ લોહી જોતા કહ્યુ.

'અમથુ શુ તારું કપાળ! લે આ ગોદડી ને સૂઈ જા ઓઢીને.'

ચમનથી આ વખત ના ન પાડી શકાઈ. ના પાડવી તેને યોગ્ય પણ ન લાગી: અને બેઉ ગોદડીઓ ઓઢી ભીંત સોડે ધ્રૂજતો લાંબો થયો.

જમનીએ વચ્ચે બેત્રણ વાર: 'પાણીબાણી પીવું છે?' 'સોડા લાવી આપું?' વગેરે પૂછી જોયું, અને રોજની વેળા થતાં પહેલાં ચમનને આગળ કરી મુકામ પર આવી.

ચમનના શરીર પર તલ મૂકો તો તતડી જાય એવો તાવ હતો. જમનીએ તેને ભીંત સોડે સુવડાવી બેઉ ગોદડીઓ ઓઢાડી અને બીજી બાજુમાં આખી રાત જાગતી પડી રહી તેને હૂંફ આપ્યા કરી.

'જમની, વેળા થઈ. તુ જા.' સવાર પડતાં ચમને કહ્યું.

'તને આવો મેલીને?' જમનીએ કહ્યું.

'તું જા, જમની! હું તો અહીં સૂઈ રહીશ. મને તો કાંઈ નથી થવાનું. મારું તો ઠીક છે, પણ તુ શું ખાઈશ? અધૂરામા પૂરી કાલની ભૂખી છે, ઊઠ.' કહી ચમને તેને ધકેલી.

જો ગોદડીઓ અને કપડાંમાં પૈસા ન ખર્ચી નાખ્યા હોત તો જમની ન જાત; અને પેટને કાંઈ ઓછી લાજ શરમ છે? વળી તે બેસી રહે તો ય શું? થોડો કઈ દવાદારૂ કે શેક કરવાનો હતો? પણ તો ય તેને ખસવાનું દિલ નહોતુ થતું. આખરે જ્યારે ચમને મોંમા જીભ ન ઘાલી ત્યારે: 'જો માથેમોઢે ઓઢીને સૂઈ રે'જે, ને પાણી પીવું પડે તો વાડકો ઓશિકા તરફ ભરી મેલ્યો છે,' કહી જમની ઊઠી અને રોજની જગ્યાએ જઈ ભિક્ષાની નોકરીએ ચઢી ગઈ. જીવ ચમનમાં હતો, જીભ રોજને પથે ચાલતી હતી: 'આંધળીની કોઈ દિયા કરો માબાપ!—' પણ મન નહોતું કોઈની ચાલ સાંભળવામાં કે વાતચીત પારખવામાં.

થોડીક વાર થઈ હશે એટલામા કાને અવાજ આવ્યો: 'એ અંધી! ઊઠ ઈધર સે.' જમની સમજી નહિ કે કોને કોણ કહે છે. તેણે તો બોલવું ચાલુ જ રાખ્યું: 'દિયાળુ કોઈ.....' પણ આ

વખત વાક્ય પુરું નહિ થઈ શક્યું. 'સાલી માનતી નહિ હ? ઊઠ ઈધર સે' મો આગળથી જ અવાજ આવ્યો. જમની સમજી ગઈ કે પોલીસદાદા છે. 'સાબ! આંધળી છુ! માગી ખાઉ છુ. શુ કામ......'

'અરે ઊઠ. જા, દુસરી જગે બેઠના. ગવર્નર સાબ ઈધરસે નીકલનેકા હૈ વો માલૂમ નહિ? ઊઠ, નહિ તો અભી દેતા હું.'

જમની ઊઠી, અને પોતાના ઘર તરફ મો ફેરવ્યુ. ત્યા તો પાછો પેલો અવાજ આવ્યો 'એ! ઉધર કહા જાતી હૈ? ઉસ તરફ જા.'

'સા'બ...!'

'સૂનતી નહિ ઔર સા'બ સા'બ કરતી હ?' જમાદાર ઊખડ્યા અને બાવડે ઝાલી મો અવળી દિશામા ફેરવતા બોલ્યા · 'જા, ઈસ તરફ હો કર જલદી નીકલ જા.'

જમનીને નાછૂટકે અવળી દિશાએ માપવુ પડ્યું. થોડેક ગઈ હશે ને બીજો અવાજ આવ્યો: 'એ! નીકળ જલદી.' જમનીનો જીવ ચમનમા હતો, આંધળા પગ અજાણ્યે રસ્તે આગળ અને આગળ માપતા હતા. ઘડી ઘડી જુદા અવાજ, પણ એના એ વાક્ય અથડાતા હતા—'એ ચલ, જલદી નીકલ.' વળી એક બીજો અવાજ. 'ભિખારી અંધી હૈ, કહા જાયગી?' આવો સાભળતા કાળજે પૂરી ટાઢક વળે ન વળે ત્યા તો સાભળ્યું: 'અરે મિયા ગવર્નરસા'બકા આનેકા વખ્ત હોને આયા હૈ!' અને પાછો પોતાને ઉદ્દેશાતો અવાજ લાગ્યો. 'ચલ. ચલ, જલદી ચલ!

જમની ક્યાક ભરાઈ બેસવાનો વિચાર કરી હાથની ઓથે ભીતને જોવા લાગી, એટલામા એક ખાચા જેવું લાગતા તે સીધી અંદર ચાલી ત્યા તો સાભળ્યું: 'એ! ક્યા જાય છે અહી? બહાર જા' લાચાર બની પાછી પેલી તૂટેલી દીવાલનો છેડો ખોળી કાઢ્યો અને

ચાલવા લાગી. અવાજ તો આવતા જ હતા: ‘ચલ’ ‘જલદી ચલ.’ જમનીને સમજ ન પડી કે ગવંડર એવુ તે કેવુ મનેખ હશે, કે ઠેરઠેર પોલીસદાદા ઊભા છે! ને પોતે એમને શું કરવાની હતી? વળી જેમ જેમ પગલુ આગળ માંડતી તેમ તેમ ચમનની યાદ આવતી હતી. મનમાં ફિકર ઘર કરી બેઠી હતી: એની ય આવી દશા હશે, તો એ ક્યાં જશે? કેમ કરીને જશે?’ એટલામાં દીવાલે દગો દીધો. જમનીને ખાતરી હતી કે ધરતી દગો દેવાની નથી અને આશરે સીધુ માપવા લાગી ત્યા તો અવાજ, ‘એ! ઉધર જમણે હાથકે ખાંચેકો વળ જા!’ આવતાં વળી ખાચામાં વળી, અને છેક દૂર ગઈ ત્યાં સુધી અવાજ આવ્યા કર્યો: ‘ઉધર મત બેઠના, ઔર આગે જા.’ અને એમ જમની કોઈ ઊંડી ઊંડી ગુફામાં જતી હોય એમ જવા લાગી. થોડીવાર સુધી કંઈ અવાજ ન સાભળતાં છૂટકારાનો દમ લઈ બેસી પડી અને ચમનની પોતા જેવી દશા કલ્પી આસુ નિતારવા લાગી. સારું હતું કે જોવાનો રસ્તો બંધ હતો, આસુ વહાવવાનો બંધ નહોતો.

જમનીની કલ્પના ખોટી નહોતી. તેના ગયા કેડે થોડી જ વારમાં ચમનને કોઈ રાક્ષસી હાથે ઢંઢોળતુ અને કહેતું લાગ્યું. ‘ઊઠ, એ ઉલ્લુ, અભી તક સોતા હૈ?’

ચમને આંખ ઉઘાડી જોયું તો પોલીસદાદાના પગ ઢંઢોળતા હતા. ઊઠતા ઊઠતામા તો પાછો તેમનો પગ ઊપડ્યો. ‘ચલ ઊઠ, ક્યા દેખતા હૈ? ઉઠા યહ સબ.’

‘સા’બ! તાવ આવ્યો છે! અહીં બેસી તો રે’વા.’

‘અરે ચલ, બેસી રે’વાકી બહુ! બુખાર આયા હૈ તો જા હોસ્પિટલમેં. અબ ચલ, ઊઠ જલદી.’

ચમને પોલીસદાદાની એડીઓના સ્વાદ ઘણીવાર ચાખ્યા હતા. તેણે જવાની તૈયારી કરી. તે ટાઢે ધ્રૂજતો હતો. તાવની સગડી રોમેરોમ ધીખતી હતી. હાથના પંજામા સળી ઉપાડવા જેટલી પણ

તાકાત નહોતી. મિલકતમા મિલકત ગોદડીઓ ને છાલુ તેને મૂકી જવાનુ મન થયું. પણ પોલીસદાદા એ શોભાને યે રહેવા દેવા દે ખરા કે? 'ચલ કીતની ડેર, ઉઠા લે સબ.'

ચમને ખભાની પીઠ પર ગોદડીઓ લાદી અને 'હે રામ!' કહી, લાવ જમનીના તરફ જાઉ, થોડે છેટેથી બોલાવી કહીશ. વિચારી તે તરફ ખસવા મંડ્યો. ત્યાં તો પોલીસદાદા બોલ્યા · 'એ! ઉધર કહા જાતા હૈ? યહ રાસ્તે પર તો અભી ગવર્નર સા'બ નીકલને કે હૈ ઈધર જા; ઔર વો ખાંચેમે વળ જાના'

ચમન પાછો ફર્યો, અને કીડીની પેઠે જવા લાગ્યો ઘડી ઘડી પેલા જમાદારનો અવાજ ધકેલતો હતો. 'ચલ, જલદી નીકલ જા.' આખરે ખાચામા વળતા એક પાણીના નળની દેરીનુ ઓથુ જોઈ તેની સોડમા લપાયો. હાફ એવી ચઢી હતી કે પૂરો શ્વાસ પણ લઇ શકતો નહોતો. તાવ ઘોડે ચડીને આવ્યો હોય એમ લાગ્યુ. અંગેઅગ ઝાડની પત્તીઓ પેઠ કાંપતા હતા. આખોના તેજ ઊંડા ઊતરવા લાગ્યા. જીવ જમનીમાં જઈ ભરાયો. જીભને બદલે હૈયું રટવા લાગ્યું. 'જમની! જમની!' થોડીવાર પછી ટાઢ ઓછી થઈ. હૈયાએ એક બે પછાડો મારી · 'જમની! જમની!' અને તાવ ચેતન લઈ પલાયન થઈ ગયો! અગ લાકડા જેવુ થઈ પડયુ રહ્યું.

દિવસ માથા પર આવવા થયો હશે તેવામા જમનીએ બૂટના અવાજ કરનારને પૂછ્યુ 'શેઠ, ગવડર સા'બ ગયા?' પેલાને સહજ નવાઈ લાગી પણ પૂછવાની ફુરસદ નહોતી: 'હા નીકળી ગયા'

જમની ઝટપટ ઊઠી અને મગજને પૂછતી પૂછતી પડતી આખડતી ચાલવા લાગી. આવી હતી એ રસ્તે ઠેકાણે આવી પહોચતા તેના મને નિરાતનો શ્વાસ લેતાં કહ્યુ 'ફકર નથી હવે તો જઈ પહોચીશ' અને થડકતે હૈયે પગની ફ્ગાળો ભરતી ઘર તરફ આગળ વધી હૈયુ ઘડી ઘડી વહેમ ખાયા કરતું હતું:

'ચમનો ત્યાં હશે કે નહિ?' મન સાન્ત્વન દેતું હતું: 'નહિ હોય તો ક્યાં ગયો હશે? એવા તાવવાળા મનેખને તો કાંઈ નહિ કાઢી મૂક્યો હોય? અને કાઢી મૂક્યો હશે તો ય ક્યાંક એટલામાં હશે.' એમ કરતાં કરતાં ઘર—સૂવાનું ઠેકાણું—આવી પહોંચ્યું. જમનીએ બોલાવ્યો: 'ચમના! એ ચમના!' વળી હાથ વડે દસ દસ હાથ ધરતી ખૂંદી વળી. પણ હોય તો ને! એણે તો જોરથી બૂમ પાડી: 'ચમના! એ ચમના!' જવાબ ન મળતાં જીવ અકળાઈ ઊઠ્યો. આજ તેને આંખોની ખોટ સાલી તેટલી કદાચ કદી ય નહિ સાલી હોય. ગળામાં ડચૂરો બધાયો. આંખો ઉભરાવા લાગી. તેણે થોડેક આગળ જઈ વળી માડમાડ બૂમ પાડી: 'ચમના!' રસ્તે ચાલતા એક બે જણનો અવાજ સાભળ્યો: 'ગાંડી લાગે છે.' જમનીએ તેમને પૂછ્યું, 'શેઠ, આટલામાં ક્યાં ય ચમનો ભાળ્યો? પગે ટૂંટો છે. એ શેઠ?' ચાલ્યા જતા શેઠનો જવાબ આવ્યો. 'ના.' જમનીનુ હૈયું લૂલુ પડ્યું. તેણે ચાલવું ચાલુ રાખી નર્યા રુદનભીના અવાજે વળી બૂમ મારી: 'ચમના? ક્યાં ગયો? એ ચમના?'

'અરે ક્યા ચિલ્લાતી હૈ કબી સે? કીસકુ ઢૂંઢતી હૈ?' એક નારંગી વેચવા બેઠેલા મુસલમાને પૂછ્યું.

'તમે એ પગે ટૂંટો છે એને ભાળ્યો ક્યાંઈ? એને તાવ આવતો'તો. કુણ જાણે ક્યાં...'

'અરે હા, પાસમેં દો ગોદડી થી ના? ઔર એક છાલિયા, ઔર દોનુ પગસે ટૂં...'

'હા હાં શેઠ? એ જ; એ ક્યાં છે શેઠ? મને આધળીને...?'

'અરે ઉસકુ તો અભી મ્યુનિસિપાલિટીકી ગાડીમેં ડાલ કર લે ગયે. ફોજદાર સા'બભી અભી ગયે. ઉધર નલકી પાસ મરા હુઆ પડા થા.' પેલા મુસલમાને કહ્યું.

'હુ ! ચમનો મરી ગયો ! હે શેઠ ! ખરી વાત ?' જમની બેસી પડતા ફાટે મોએ પૂછી વળી, અને પછી પાંપણની પાળ નીચેથી પૂરપાટ વહતા આસુ સાથે આછા પડતા અવાજે 'ચમના ! તુ...મરી...ગ..!!' બોલતા બોલતા ઢળી પડી.

મિયાએ ખભે નારગીની ટોપલી મૂકી; 'યે સાલી બલાકુ મેંને કહા થીયા ? મર જાયગી તો ભોગ મિલેંગે ! ન લેના ન દેના ખામખા.' બબડતા ચાલતી પકડી.

# ૧૩ માલિની

કરસનદાસ માણેક

**માલિનીને** કયો રોગ હતો તેની ચોક્કસ માહિતી ફક્ત એક જ જણને હતી: વન વટાવી રહેલાં માલિનીના નાની કંકુડોશીને !

કારણ કે કંકુડોશીને હવે એ રોગ સાથે સારી કહી શકાય એટલી ઓળખાણ થઈ ગઈ હતી.

પરતુ આજથી ત્રણેક વરસ પહેલાં જ્યારે એ રોગ માલિનીને પહેલી જ વાર થયો હતો ત્યારે તો કકુડોશીના પણ હોશકોશ ઊડી ગયેલા !

તે વખતે માલિની અંગ્રેજી છઠ્ઠા ધોરણમા ભણતી હતી; અને સત્તર વરસની ઉમરે ઘડાઈને તૈયાર થઈ ગયેલી તેની કાયા ઉપર સૌંદર્યની પતાકા હજુ પહેલ વહેલી જ લહેરિયાં લેવા માંડી હતી !

માલિનીને પોતાને આ ભાન પહેલુ, તેના સૂવાના ઓરડામા પલગની બરાબર સામે પડેલા કબાટના કમાડમા જડેલા આખા કાચે કરાવ્યું હતુ, કે અત્યાર લગી અતડાપણુ દાખવતા વિદ્યાર્થીવૃદ અને શિક્ષકસમાજના તેના પ્રત્યે એકાએક પલટાઈ ગયેલા વલણુ અને વર્તણુકે કરાવ્યું હતુ, એ કહેવું અલબત્ત બહુ મુશ્કેલ છે; પરતુ કકુડોશીને તો તે દિવસની યાદ સુદ્ધા હતી કે જે દિવસે પ્રભાતના

પહોરમા ઊઠીને માલિનીએ એ દર્પણમા સેનાપતિ જેમ પોતાની વિજયી સેનાની સલામી ઝીલે તેમ, પોતાની વિજયી કાયાના પ્રતિબિંબની પહેલી જ વાર સલામી ઝીલી હતી !

પરંતુ સત્તર વરસની એ છોકરીને શી રીતે સમજ પડે કે ઘણાખરા પરાજયોના બીજો વિજયમાં જ વેરાયલા પડ્યા હોય છે !

* * * *

આ ઘટના પછી બરાબર ત્રીસમે દિવસે માલિની નિશાળમાથી એક 'સમય' વહેલી ઘેર આવી અને આગણામા બેસીને કરચલીઓના કુંડાળાઓથી વીટળાયેલી આંખોના ઝાખા તેજને ભગવદ્દગીતાના પાના ઉપર પાથરી રહેલ કકુડોશી 'કેમ માલુ, આજે કઈ વહેલી ?' એટલો પ્રશ્ન પૂરેપૂરો પૂછી લે, તે પહેલા તો પોતાના સૂવાના ઓરડામા ધસી જઈ, ચોપડીઓને રોષપૂર્વક સામેની દીવાલ પર ઝીકી, પલંગ ઉપર ઢગલો થઈને ઢળી ગઈ !

'કેમ, કઈ ઠીક નથી ?' તેને પગલે પગલે નજર પરોવતા આવેલાં નાનીમાએ પૃછ્યુ

'માથુ દુખે છે' માલિનીના શબ્દો સાથે અત્યાર લગી માડમાડ રોકી રાખેલ ધ્રૂસકા પણ ઉત્તરોત્તર વધતા જતા વેગ તથા આવેગથી બહાર પડવા માંડ્યા

કકુથી કશું યે સમજાયુ નહિ ! તેણે માલિનીના કપાળ ઉપર, ગાલ ઉપર પોતાનો હાથ ફેરવ્યો . તાવ નહોતો. તેણે માલિનીની નાડ ઉપર પોતાની વૃદ્ધ આગળીઓ ઠેરવી કઈ ખાસ ફેરફાર નહોતો !

'પણ છે શુ ?' તેણે ફરી પૂછ્યું

'કશું યે નહિ .આખોમા બળતરા થાય છે.. ચક્કર આવે છે . ગમતુ નથી...મને સૂઈ રહેવા દો...તમે નહિ સમજો'

* * * *

લગભગ એકલવાયા એવા પોતાના જીવનનાં પંચાવન વરસ કંકુએ કંઈ અમસ્તાં ફગાવી દીધાં નહોતાં કે તે ન સમજે! નાનપણમા જ તેના માબાપ તેને દૂરના એક પિત્રાઈની અસ્થિર દયા ઉપર છોડીને રસ્તે પડ્યાં હતાં. લગ્ન પછી ત્રીજે જ મહિને, તેનો બાળપતિ તેના ઉદરમાં નાનુશું એક સભારણું મૂકીને રવાના થયો હતો ! અને.. ...

અને તે પછી જગતે એને કેટકેટલુ સમજાવ્યું હતું !

એની નાતરિયા નાતમા અસામાન્ય રૂપ અને અણોટ જુવાનીને સઘરે એવા ઉદાર આત્માઓને કંઈ તોટો નહોતો. અનેક આધેડ વિધુરોએ પોતાની સૂની સપત્તિઓના ડુગરોની સામે આગળીઓ ચીંધી ચીંધીને કકુને નવીન દામ્પત્યના આમત્રણો પાઠવ્યાં હતાં.

પણ અભણ અને અજ્ઞાન કકુએ પોતાની ફાટફાટ થતી જુવાની ફક્ત બે જણને ચરણે ન્યોચ્છાવર કરવાનો સકલ્પ કરી નાખ્યો હતો : એક તો આ માલિનીની બા, એના ત્રણ મહિનાના પતિની જીવત સ્મરણમૂર્તિશી સુભદ્રા......અને બીજા... ..એના ચિરસગાથી બાલમુકુન્દ.

કંકુ સૌને એક જ જવાબ દેતી .

'હુ અભાગણી ભારે પગની છું. મને સુખ સદે નહિ. આ છે તેટલી સુભદ્રીનું સુખ હું માણી શકું તો યે મારે બસ !'

અને પછી તો, કકુએ કોઈકના દળણાં દળી દળીને ને કોઈકનાં વાસીદા વાળી વાળીને સુભદ્રાને ઉછેરવા માંડી. જે જમાનામાં અને જે નાતમાં, છોકરીઓને ભણાવવી અને લોઢાના ચણા ચાવવા એ બન્ને સરખાં જ મુશ્કેલ ગણાતા તે જમાનામા કકુએ, જોતજોતામાં સુભદ્રાને ફાઈનલ બનાવી દીધી !

અને સુભદ્રાનું લગ્ન ! કોઈ શ્રીમતનો એકનો એક પુત્ર પરણતો હોય એટલી ધામધૂમ ! કકુ પાસે આટલા બધા પૈસા જમા હશે

એની આ પ્રસગ પહેલા કોઈને કલ્પના પણ ન આવે! પરતુ કકુ તો ઘર લુટાવવા જ બેઠી હતી!

'મારે આગણે હવે બીજો કયો અવસર આવવાનો છે?' તે સહુને કહેતી. 'આ સુભદ્રા સાસરે જાય એટલે પછી હુ અને મારો બાલમુકુન્દ બે રહ્યા! અમને બેને શેર જુવાર નહિ મળી રહે?'

* * * *

પરતુ કકુની કસોટી તેના બાલમુકુન્દે ખૂબ જ કપરી સર્જેલી હશે!

પુત્રીને પતિ સાથે વિદાય કરતી વખતે હર્ષના આંસુઓથી ભીજાયેલી કકુની આખો હજુ સુકાય તે પહેલા જ, લગ્ન પછી ફક્ત આઠ જ મહિનામા, તેનો ઈજનેર જમાઈ એક ચણાતા મકાનને ચોથે માળે બાધેલી પાલખ સાથે પડીને હોસ્પિટલમા મૃત્યુ પામ્યો; અને એ આઘાતની વેદનામા ને વેદનામાં, ચાર દિવસની માલિનીને નાનીના હાથમા સોપીને સુભદ્રા પણ સદાને માટે પોઢી ગઈ!

એ વાતને આજે બીજા સત્તર વરસ વીતી ગયા હતા! બાલમુકુન્દ અને બાલમાલિનીને લઈને કકુએ એટલા જ નિ શબ્દ અણનમપણાથી સંસાર સામે ઝુકાવ્યું હતુ ..અને કોઈ મહાન કળાકાર, દાયકાઓના સતત પરિશ્રમ પછી પોતાના જીવનના નિચોડ સમી કોઈ કલાકૃતિ સરજે, તેમ તેણે નિજનુ સર્વસ્વ નિચોવીને માલિનીની સત્તર વરસની એ કાયા સરજી હતી...

* * * *

એ માલિનીના રોગને કંકુડોશી ન સમજે! ડૂસકાંઓથી હિબકતી માલિનીના માથે અને વાસે તેણે ફરીવાર હાથ ફેરવવા માડ્યો ફરીવાર તેણે બીજી દિશામા રોગનુ નિદાન કરવા મથતા પૂછ્યુ ·

'પણ વાત તો કર! કોઈ વઢ્યું છે?'

માલિનીએ, જાણે કંઈક ખંખેરી નાખવા માગતી હોય એટલા જોરથી માથું ધુણાવ્યું અને નાનીના હાથને બળજબરીથી પોતાના શરીરથી આઘો કર્યો !

'મને પડી રહેવા દો...મારા લોહી પીઓ માં......તમને શું કહું ?'

પોતાની પૂછપરછથી માલિનીનો ઉશ્કેરાટ અને આક્રંદ ઊલટો વધતો જતો હતો તે જોઈ ને ડોશી તેને સુંવાળે હાથે પલંગ ઉપર વ્યવસ્થિત રીતે સુવાડી, ધીમે પણ ભારે પગલે બહાર ચાલ્યાં ગયાં !

પરંતુ સત્તર વરસની છોકરીનાં હૃદયરહસ્યો ક્યા સુધી છાનાં રહે ! જાગ્રત અવસ્થામાં માલિનીએ જે વાત નાનીમાથી છુપાવી, તે તેની નિદ્રાવસ્થાથી જીરવી શકાઈ નહિ. આખી રાત ઊંઘમાં ને ઊંઘમા માલિનીનો લવારો ચાલુ જ રહ્યો ! ઊંઘમાં તે અનેક અસંબદ્ધ વાતો કર્યા કરતી હતી તે ધમકાવતી હતી, કરગરતી હતી, ખડખડાટ હસી પડતી હતી, ડૂસકાં ભરતી હતી, મેણાં મારતી હતી, મીઠું બોલતી હતી; પરંતુ એ બધા છૂટા મણકાઓને સાંકળનારું એક સૂત્ર શોધવું, તે પાસે સૂતેલી કંકુના જાગ્રત કાનોને જરાયે મુશ્કેલ ન પડ્યું ! એ સૂત્ર હતુ: વખતોવખત જુદેજુદે ભાવે બોલાતુ એક નામ. પ્રવીણ !

તે પછી લગભગ એક અઠવાડિયા સુધી માલિની 'બિમાર' રહી તે દરમ્યાન કંકુડોશીએ કોઈ સિદ્ધહસ્ત 'શેરલોક હોમ્સ'ને પણ શરમાવે એટલી સફાઈથી એ 'પ્રવીણ' શબ્દની આસપાસ ગુથાયલી માલિનીની આખી મન:સૃષ્ટિ એની એકેએક વિગતો સાથે સમજી લીધી !

* * * *

મેટ્રિકના વર્ગનો મોનિટર પ્રવીણ અને માલિની આ વરસે નિશાળની ચર્ચાપરિષદનાં સંયુક્ત મંત્રીઓ બન્યા હતા ! મહિના

પહેલાં 'સ્ત્રીઓનું સ્વાભાવિક કાર્યક્ષેત્ર કયું : રસોડું કે રણાંગણ ?' એ વિષય ઉપર ચાલેલી ખૂબ રસિક ચર્ચાના બે પક્ષોની આગેવાની આ બન્ને મંત્રીઓએ પોતે જ લીધી હતી એક સફળ અને વિનોદી વક્તા તરીકે પ્રવીણની કીર્તિ આખા વિદ્યાલયમા છેલ્લાં બે વરસો થયાં જામેલી હતી. એટલે જે પક્ષનુ સુકાન પ્રવીણ હાથમાં લે તે પક્ષ વિજયી જ થાય એવી એક જાતની પ્રણાલિકા જ બંધાઈ ગઈ હતી—શાળામાં એ પ્રવીણને. માલિનીએ આજે પહેલી જ વાર ચર્ચામા છક્કડ ખવડાવી હતી ! એમ તો માલિની કઈ વાગ્વિલાસમાં ઓછી ઊતરે એવી તો નહોતી જ. પંતુ તેને વરેલો આ વિજય. કેવળ તેની વાક્‌છટાને જ આભારી નહોતો એની પ્રવીણને ઊડે ઊડે ખાતરી હતી. અને તે જના ય. ચર્ચાને અતે વિદ્યાર્થીઓ અને શિક્ષકો બધા વિખેરાયા સારે પ્રવીણે ખેલદિલીથી માલિનીનો મુક્તકંઠે ઉપકાર માન્યો હતો

પરતુ સૌન્દર્યનુ જાદુ જ કઈ નિરાળુ છે. ઉપકાર માનવાનો વિચાર કરતી વખતે તો પ્રવીણે અમુક નક્કી કરેલા શબ્દો જ બોલવાનો નિશ્ચય કર્યો હતો, પરતુ વિજયે નરમ બનાવેલી માલિનીના એકાંત સાનિધ્યમાં તે એટલો બધો લાચાર અને વાચાળ બની ગયો કે પાચ મિનિટમા તો તેણે કઈનુ કઈ કહી નાખ્યું !

અને તે દિવસથી તે બિચારો પ્રવીણ. પ્રશંસાની ભૂખી એવી માલિનીને મન. તેનો આરાધ્યદેવ બની ગયો !—

પછી શું જોઈએ ? એકબે પર્યટનો, એકબે ઉત્સવો, દસબાર ન સમજાય તેવા સ્મિતોની આપ–લે, પચ્ચાસ–સો અધબોલ્યા શબ્દોનો વિનિમય...અને સત્તર વરસની માલિનીમા 'પ્રેમ કી જ્યોત' જાગી ગઈ!

ફક્ત એક જ જણને આ જબરદસ્ત ઘટનાની માહિતી નહોતી : બિચારા પ્રવીણને ! પેલી યાદગાર ચર્ચાની સમાપ્તિ પછીના પાચ

મિનિટના વાર્તાલાપે એક કિશોર હૃદયમાં આટઆટલાં તોફાનો જગાવ્યાં હશે તેની તે બિચારા પુસ્તકકીટને ક્યાંથી ખબર !

અને અધૂરામાં પૂરું, એક દિવસે તેણે 'રિસેસ' પછી પોતાના લગ્નની કંકોતરી માલિનીના હાથમાં મૂકી !

ફૂલની છાબ ઉપાડવા જતા ફણીધર નાગ હાથમાં આવી ચડે અને માણસના ચહેરા ઉપર મોતની ફિક્કાશ ઊતરી આવે તેમ એ કંકોતરીના અક્ષરો ઉકેલતાં માલિનીને થયું ! તેની ઇન્દ્રિયો અને તેના મગજ વચ્ચેનો સંબંધ, પળવારને માટે, જાણે તૂટી ગયો !

'આવશો ને ?'

માલિનીએ યંત્રવત્ માથુ નમાવ્યું અને વિદ્યાર્થીઓની આંખોથી સદા બીતા પ્રવીણે ચલતી પકડી ! પરંતુ એ 'હા'માં વિધાતાને ઠપકો હતો કે તેના આમંત્રણનો સ્વીકાર, તે જાણવાને નહોતો એને સમય કે નહોતુ એને કુતૂહલ !

અને...માલિની માંદી પડી, પહેલી વાર, સત્તર વર્ષની ઉંમરે !

* * * *

અને તે પછી તો, દૂબળા માણસના શરીરમાં જેમ મેલેરિયાનાં જંતુઓ ઘર કરી જાય, તેમ માલિનીની સુંવાળી કાયામાં આ રોગના જંતુઓએ જાણે માળો જ નાખી દીધો !

તે મેટ્રિકમા આવી તેની સાથે જ, શાળામાં ગુજરાતી સાહિત્યના અધ્યાપક લેખે નવા ભરતી થયેલ ત્રિવેદી માસ્તર જોડે પ્રેમમાં પડી; પણ 'ત્રિવેદી'ને પ્રેમ કરતાં પ્રમોશન વધારે વહાલુ હતું એટલે તેણે મુખ્યાધ્યાપકના બે ચાર બાધા ભરમના શબ્દોને માથે ચડાવીને માલિનીની દિશાને સાષ્ટાંગ નમસ્કાર કર્યા...તેમના પરિચય પછી બરાબર પદરમે દિવસે માલિનીએ તેમને ચા-પાણી લેવા માટે પોતાને ઘેર નોતર્યા હતા; પરંતુ નક્કી કરેલે દિવસે જ ત્રિવેદીને,

તહેવારે સળગી ઊઠતી તેની 'ભાભી' પણ 'મોટી પદ્મણી ન જોઈ હોય તો!' એમ કહીને જ તેના ઉપર હૈયાની વરાળ ઠાલવતી અને એ રૂપે જ તો તેને...'રાતી પાઈ જેટલી પહેરામણીની પણ આશા નથી' એવું ઉઘાડું આખરીનામું તેના અનાથ લલાટ ઉપર કોતરેલું હોવા છતા પણ...રૂડો રૂપાળો વર શોધી આપ્યો હતો!

ડોશીની ઝાંખી આંખોમાં આ 'વર' શબ્દના માનસિક ઉચ્ચારણે એક કોમળ અને કિશોર ચમક ઝબકી જતી, અને પછી, તરત જ આસુના ટીપાં જેવી દેખાતી તેજની ટપકીઓ બે ય આંખોને ચારે ખૂણે આવીને જાણે જગત સમક્ષ પોતાની જાતને જાહેર કરતા શરમાતી હોય તેમ, ઊભી રહેતી!

આવે વખતે, ડોશી, જ્યા હોય ત્યાથી ઊઠીને સીધી પોતાના નાનકડા દેવમદિરમા બિરાજતી બાલમુકુંદની પ્રતિમાની સન્મુખ પલાઠી વાળીને બેસી જતી! હળવે હળવે તેની પાપણો ભિંજાતી, તેનું અંતર કરગરવા માંડતું: 'તમારી ભક્તિમાં મેં ઊણું આવવા દીધુ હોય તો મને ખમા કરજો, બાપા! પણ મારી માલિનીનો ચૂડો અમર રાખજો.' અને સાથે જ તેના હોઠમાથી ભજનની ધૂન ઊઠતી:

રામસભામાં અમે
  રમવા ગ્યા'તાં!
પસલી ભરીને રસ પીધો!
  હરિનો રસ પૂરણ પીધો!

પણ હવે 'ઈન્ટર'ના વર્ગમાં આવેલી ચોપડીઓમાં છાપેલાં માનસશાસ્ત્રને પોપટની પેઠે રટવા માંડેલી માલિની ડોશીની આ ભક્તિ–વેવલાઈનું માનસપૃથક્કરણ કરવા જેટલી સમજુ, શિક્ષિત અને સરકારી થઈ ગઈ હતી!

ચાએક મહિના પર વીતેલી તેની છેલ્લી 'બિમારી'ના પ્રસંગે તેણે મનમા ગાંઠ પણ વાળી નાખી હતી કે દિલબરવિહોણી આ

દુનિયામા, ઉદારતાને અંકુશમા ન રાખી શકાય તો બધુ યે આપવુ પરતુ એક દિલ કોઈને ન આપવું ! જગતમા પ્રેમ જેવી કોઈ વસ્તુ જ નથી એમ નહિ, પરતુ એને સો પાદડીએ પાગરવા માટે જોઈતુ વાતાવરણ અને એથી યે વધુ એને ઝીલી શકે એવુ ઊર્મિલ જિગર આજકાલ છે જ ક્યા ?

પરતુ માલિનીના આ સંકલ્પના દુર્ભાગ્યે, તેની કોલેજના માનસ-શાસ્ત્રના આધેડ પ્રાધ્યાપક શ્રી જોશી પણ પ્રેમની બાબતમાં હૂબહૂ આવા જ વિચારો ધરાવતા હતા !

એટલે કંઈ નહિ તો, સાચા પ્રેમની સમજવિહોણા આ જમાનાની ઝાટકણી કાઢવા માટે પણ. આ બે સસ્કારી હૃદયો અવારનવાર મળવા માડ્યા !

અનુભવે માલિનીને કટુ બનાવી હતી એ વાત સાચી, પણ રીઢી બનાવી નહોતી પણ એ જ કમબખ્ત અનુભવે, પ્રો. જોશીને રીઢા બનાવ્યા હતા, અને કટુ બનાવ્યા નહોતા ! એટલે માલિની અને જોશી વચ્ચે સારો મેળ જામવા માડ્યો ! પરંતુ. ભક્તિથી જે ભગવાનને મેળવતા સાત જન્મારા જાય છે, તે જ ભગવાનને શત્રુભાવે ભજતા એક જ જન્મમા પ્રાપ્ત કરી શકાય, એવો માલિનીએ ઘણી યે વાર સાભળેલો પૌરાણિકોનો મત ભગવાનની બાબતમા ખરો હોય કે ખોટો, પણ પ્રેમની બાબતમા તો સાચો જ છે, એનું ભાન માલિનીને હજુ હવે થવાનુ હતુ !

અને એ ભાન તેને એક દિવસે થયું ..દરિયાકિનારે, નમતી સાંજે, આથમતા તેજે...ભવિષ્યમા આવનારાં હજારો ચુંબનોના પુરોગામી ચુબન જેવા એકલા અટૂલા સૌથી પહેલા ઊગેલા એક તારલિયાની હાજરીમા !

* * *

એ બધુ કેમ બની ગયું તેની તો માલિનીને પોતાને પણ ખબર ન રહી! નજીક આવતી પરીક્ષાના સંભવિત સવાલો ચર્ચવાને મિષે, તે કંકુડોશીને કહીને પ્રો. જોશીને ઘેર ગઈ હતી. અકસ્માત્, બરાબર તે પહોંચી તે જ વખતે, પ્રોફેસરની 'કાર' તેમને દરિયાકિનારે લઈ જવા માટે બહાર ઊભી ઊભી હાંફતી હતી અને પ્રોફેસર ઘરની બહાર નીકળતા હતા.

'માલિની! ફરવા આવશે? રસ્તામાં મુશ્કેલીઓની ચર્ચા પણ થશે અને હવા પણ ખવાશે!'

સળગી ઊઠેલા વિમાનમાંથી કોઈ છત્રીધારી વિમાની જેમ અજ્ઞાત આકાશના ઉદરમાં કૂદી પડે, તેમ માલિની પ્રોફેસરની 'કાર'માં કૂદી પડી!

* * * *

તે દિવસે રાતના નવેક વાગ્યે માલિની જ્યારે પાછી ફરી ત્યારે એના ચહેરા ઉપર સાગરકાંઠાની સંધ્યાનો એક નાનો ટૂકડો જાણે ભૂલથી રહી ગયો હોય તેટલી લાલાશ તરવરી રહી હતી; એટલુ જ નહિ, પરતુ, વરસાદની એક ઝડી વરસી રહ્યા પછી તરત જ લીલી ધરતી ઉપર જેમ એક પ્રકારની પુલક દેખાય, તેમ તેના ઓઠ અને ગાલ ઉપર બહુ ઝીણવટથી જોનાર જ કળી શકે એટલુ સૂક્ષ્મ નૃત્ય પણ ચાલી રહ્યું હતુ!

પણ કંકુડોશીનું બધુ લક્ષ્ય તે વખતે માલિનીને માટે ઊનાં રાખેલાં દાળ–ભાત–રોટલી–શાક ઠરી ન જાય એ ઉપર હતું!

* * * *

અને પછી પૂરા એકસો ને તેર દિવસો સુધી માલિનીના હૃદયની હવેલીમાં પ્રેમની રોશની જળહળી રહી! બહુ જ ચોક્કસપણે કહેવું હોય તો અલબત્ત, એમ જ કહેવુ જોઈએ કે રોશની પોતે એકાશી દિવસ રહી અને બાકીના બત્રીસ દિવસ સુધી એ રોશનીનુ પ્રતિબિંબ રહ્યું!

કારણ કે એ છેલ્લા બત્રીસ દિવસો પ્રો. જોશીએ પોતાના વતનમા ગાળ્યા હતા!

પણ તેત્રીસમે દિવસે માલિની જ્યારે વતનથી પાછા ફરેલ પ્રોફેસરને તેમને ઘેર મળવા ગઈ ત્યારે તેણે તે ઘરમાં પ્રોફેસરને બદલે, પોતાથીયે વધુ સુંદર એવી એક તરુણીને હીચકતી જોઈ.

આટલા વિયોગ પછી પહેલે જ દિવસે આમ બેપરવાઈ બતાવનાર દિલબર ઉપર ઉપજેલો ગુસ્સો, કોઈ ત્રાહિત માણસની હાજરીમા જાહેર ન થઈ જાય એટલા ખાતર, મોઢા ઉપર સ્મિતનું લીપણ કરીને તે પાછી ફરવા જતી હતી, તેટલામા પેલી તરુણીએ જ તેને રોકીને કહ્યું.

'બેસોને! એ તો પ્રિન્સિપાલને મળવા ગયા છે. હમણાં આવશે. તમારે કઈ ખાસ કામ હતુ?'

માલિનીનુ હૃદય એકાએક કારમી રીતે ધબકવા માડયુ: કોણ હશે આ મજુભાષિણી મૃદુલા?

'કઈ ખાસ કામ નહોતુ. એ તો હુ આ તરફથી નીકળી હતી તે..પણ તમે? આ ઘરમા અગાઉ તો કદી જોયાં...!'

'ક્યાંથી જુઓ?' મજુભાષિણીએ પ્રશ્નને અદ્ધરથી જ ઊંચકીને જવાબ દીધો : 'અમે હજુ ગઈ પાચમે જ પરણ્યા!'

પ્રોફેસરના ઓરડાની ભીતો માલિનીના માથાની આસપાસ રાસ લેવા મડી હતી...અને તેમા તેના અતરના તાડવે ચડેલા ધબકાર તાલ આપ્યે જતા હતા. ભાગભાગ...ભાગભાગ...ભાગભાગ!

શુ કરવુ તે ન સૂઝતા તેણે વાર્તાલાપની સાકળ ચાલુ રાખવા પ્રયત્ન કર્યો:

'પણ...'

'પણ શું?' પેલી ચકોર યુવતીએ માલિનીનો ભાવ પારખી લઈને પોતાના પતિદેવ તરફથી બચાવ ફેંક્યો: 'એમને પોતાને જ ક્યાં ખબર હતી, ગામ આવ્યા ત્યારે? હજુ બીજને દિવસે તો અમને ચાંલ્લા થયા!'

માલિનીના અંતરમાં પરાજિતોનું રણગીત વધુ ને વધુ ઉગ્રતાથી ગાજી રહ્યું હતું. ભાગભાગ, ભાગભાગ, ભાગભાગ!

'મુબારકબાદી!' એટલા અક્ષરો માંડમાંડ કાઢીને વિનયમર્યાદા સહન કરી શકે તેટલી ઝડપે, 'આવજો, તમારું નામ તો કહેતા જાઓ!' એ શબ્દોને સાંભળવાની વાટ જોયા વગર જ, માલિની પ્રોફેસરના ઘરની બહાર નીકળી ગઈ!

* * * *

આજે પંદર વીસ દિવસ થયાં માલિની પથારીવશ છે તેનું માથું દુઃખે છે...તેની આંખોમાં બળતરા થાય છે...તેને ચક્કર આવે છે...અને લગભગ આઠે પહોર, તેનાં નાનીમા તેની ખડેપગે આસનાવાસના કરે છે...તેનું શરીર દાબે છે, તેના માથા ઉપર, તેના ગાલ ઉપર, તેના વાંસા ઉપર હાથ ફેરવે છે, તેના વાળની લટો રમાડે છે, તેને દવા આપે છે, તેને મોસંબીનો રસ પાય છે, પરંતુ...તેને પૂછતાં કશું યે નથી......

કારણ કે માલિનીને કયો રોગ છે તે હવે એ બરાબર જાણે છે.

નથી જાણતી માત્ર માલિની, કે નાનીએ, પણ, જીવનમાં વધુ વાર નહિ તો એકવાર તો પ્રેમ કરી જાણ્યો છે!

# ૧૪ કમાઉ દીકરો

## ચુનીલાલ મડિયા

ભેંસ ગાભણી હતી ત્યારથી જ ગલા શેઠે અવરણિયાત વહુની જેમ એની ચાકરી કરવા માંડી હતી. શેઠને તો ઘરના જ ખેતર વાડી રહ્યાં એટલે ઘાસ કે નીરણ–પૂળાની તો ખેંચ ન જ હોય, પણ ઓચ્છામાં પૂરું ખેડુસાઈ વેપારધંધો હોવાથી કપાસિયાની ય કમીના ન હતી વળી ગલા શેઠને મૂળથી જ ઢોરઢાખર ઉપર બહુ ભાવ. આ ભેંસને તો તેમણે હથેળી ઉપર જ રાખી હતી પણ જ્યારે ભેંસ વિયાણી અને પાડીની આશા રાખી હતી ત્યાં પાડો આવ્યો, ત્યારે ઘરમાં ગલા શેઠ સિવાયના સૌ માણસો નિરાશ થયા શેઠને ય ઘડીભર લાગ્યું તો ખરું કે આ તો દવરામણનો સવા રૂપિયો પણ માથે પડ્યો પણ શેઠ ગમે તેવા તો ય મોટા માણસ. અને એમના મન પણ મોટા. એટલે પાડીને બદલે પાડો આવતાં એમણે બહુ વિમાસણ ન અનુભવી.

ગામલોકોએ તો માંડી મેલ્યું હતું કે આ વણમાગ્યા અણગમતા પાડાને શેઠ પાંજરાપોળ ભેગો કરી દેશે. પણ વાણિયા માણસની વાત થાય ? ગમે તેવી તો ય ધર્મી જાત રહી. ગલા શેઠ તો કહે : ‘પાડાને મારે પાંજરાપોળને ખીલે નથી બંધાવવો. ભલે મારી કોઢમાં જ બે કોળી રાડાં ચાવે. સૌ પોતપોતાનું લખાવીને જ આવે

છે. કીડીનો કણ ને હાથીનો મણ દેવાવાળો આ પાડાના પેટનું ય મને દઈ રહેશે.'

પાડો તો લીલાંછમ રાડાં ને માથે ખોવરુ ખોવરુ છાશ પીને વર્ષની આખરે તો ક્યાંય વધી ગયો. તોય શેઠ તો કીધુ કે: 'મારે એને પાંજરાપોળ નથી મોકલવો. એમા અમારા ઘરની આબરૂ શી? ભલે મારા ઘરના ભારો સાઠા બગાડે, અમને ભગવાન દઈ રહેશે.'

પણ ન–દૂઝણિયાત ઢોરનું પાટુ ખમીખમીને ય કેટલાક દિ' ખમાય? પાડો મોટો થતો ગયો તેમતેમ એનો આહાર પણ વધતો ગયો. સાજસવાર ચારચાર કોળી રાડા પણ હવે એને ઓછા પડવા લાગ્યા. તુરત શેઠની આંખ ઊઘડી.

એક સવારે પાડાને પાજરાપોળ મૂકવા જવા સારુ ગલા શેઠ પાદરે થઈને નીકળ્યા. લખુડો ગોવાળ પણ એક ભેંસના ખડાયાને ડચકારતો ડચકારતો પડખેથી પસાર થયો. ખડાયું હજી હતુ તો નાનકડુ પણ જોયું હોય તો પહેલા વેતરવાળી ભગરી ભેંસ જેવું જ લાગે રંગેરૂપે પણ ભારે નમણું. ચારેય પગ ને મો ઉપર ધોળાંફૂલ ચકરડાં ને કપાળ વચ્ચોવચ્ચ મજાની ટીલડી. આખ કાળીકાળી ખોઝ જેવી, ને ચામડીની રૂંવાટી તો મખમલની જ જોઈ લ્યો! ડીલ આખું જાણે કે રૂના પોલથી જ ભર્યું છે ને હાડકુ તો ક્યાંય વાપર્યું જ નથી એવી પોચીપોચી ગાભા જેવી એ ભેસ હતી. એક તો ભરાઉ ડીલવાળી ને એમાં પાછુ ચડતુ લોહી એટલે આંચળ પણ ખોબામા ન સમાય એવાં. એને જોઈને પાડાના પગમા તો કોકે મણમણ સીસાનાં ઢાળિયાં ઢાળી દીધાં હોય એમ એ રણકીને ઊભો રહ્યો. લખુડાએ ડચકારા કરી જોયા, પણ સાંભળે જ કોણ? પૂંછડુ ઊંચેળ્યું, પણ ખસે એ જ બીજા!

લખુડો શેઠના પાડાને કહે, 'એલા શરમ વગરના! નકટા! નાગા! હાલતો થા હાલતો. લાજતો નથી જરા યે?'

પણ પાડો તો તસુ જેટલોય ખસે જ નહિ ને!

લખુડે ફરી પાડાને બેચાર ગાળો સંભળાવી અને પોતાનો પરોણો પાડાની પીઠ ઉપર સબોડ્યો. પણ પાડો તો ફરીથી રણકીને ખડાયા સામો ઊભો થઈ ગયો.

લખુડો તો પ્રાણીઓનો પરખંદો આદમી એટલે આ પાડાનું પોત તુરત પારખી ગયો. ગલા શેઠને કહે, 'શેઠ, આ પાડાને હવે પાંજરાપોળ મોકલવો રેવા દિયો. ભલે મારે વાડે મોટો થાય. ઢોરનું સામટું બારૂ બાંધ્યું છે એમાં આનો ખીલો એક વધારે.'

'તું એને શું કરીશ?' શેઠે પૂછ્યું.

'હું એને ખવરાવી પીવરાવી મોટો કરીશ. મારે આમેય ભેંસું દવરાવવા સારુ મૂંઝાવું પડે છે એ મૂંઝવણ તો ટળશે. આજે ઠીક જોગેજોગ જડી ગયો બાપલા!'

શેઠે તો તરત દાન અને મહાપુણ્ય કરીને 'જા, તું કમાઈ ખા.' કહેતાં પાડો લખુડાને આપી દીધો.

'કમાવાની તો કોને ખબર છે. કે' દિ' ઈ મોટો થાય ને ગામ એની પાસે ભેંસું દવરાવે ને મને રૂપિયારોડો મળતો થાય? પણ હમણાં તો મારે હાથહાથની કાતરિયુંવાળો મોવા પાડા રાડાં એને નીરવાના જ ને?'

ગલા શેઠને એક કાંકરે બે પક્ષી મારવાનું પુણ્ય મળતું હતું. આમેય પાડાને પાંજરાપોળમાં મૂકવા તો કોઢ બહાર કાઢ્યો હતો. લખુડા ગોવાળને સોંપવાથી એ ગામમાં ને ગામમાં, પોતાની નજર આગળ રહેતો હતો; એટલું જ નહિ. પોતાના જેવા મોટા માણસને ઘરેથી ઢોર મહાજનવાડે મુકાય એ નીચાજોણામાંથી ય ઊગરી જવાનું હતું. પણ પોતાની એ મિલ્કતમાંથી જતે દિવસે લખુડો દવરામણનો ધંધો કરીને માલેતુજાર બની જાય એ વસ્તુ

તેમના વેપારી ગળા માટે ગળવી મુશ્કેલ હતી. તેમણે તુરત પાડાના વેચાણ માટે કિંમત આંકવા માંડી.

'હવરામણના પૈસા આવે એમાંથી મને કેટલું મળે?'

લખુડો વેપારી નહોતો. એને એ કળાની ગતાગમ પણ નહોતી. એણે તો સીધો ને સટ જવાબ આપ્યો: 'હવરામણનાં અડધા રૂપિયા તમારા ને બાકીનાં અડધાં મારાં; પછી છે કાંઈ?'

શેઠે સોદો કબૂલ રાખ્યો.

લખુડો ઢોરઢાખરનો હોશિયાર પારખ રહ્યો એટલે ગલા શેઠના પાડાનાં લખણ વરતી ગયો હતો. એણે તો પાડાને સારી પેઠે ખવરાવી પીવરાવીને સાંઢ જેવો કરવા માંડ્યો. પોતાને બાળપણથી જ ઢોર ઉપર અનગળ પ્રેમ હતો. બાપુકા સાઠ ભેંસના ખાડા વચ્ચે જ પોતે નાનાથી મોટો થયેલો. પશુઓને તે પોતાના આપ્તજનો ગણતો. એમા, ગયે વર્ષે પોતાનો જુવાનજોધ દીકરો રાણો બે દિવસના ઊલટી-ઝાડામાં ફટાકિયાની જેમ ફૂટી ગયો ત્યારથી એનું દિલ ભાંગી ગયું હતુ. જ્યારથી ગલા શેઠનો પાડો આગણે બાંધ્યો ત્યારથી લખુડાને એમા પોતાના મૃત પુત્ર રાણાનો અણસાર કળાતો હતો. એક દિવસ નીરણપૂળો કરી રહ્યા પછી એને કાળીભમર રુંવાટી ભરેલ છાતીવાળો રાણો સાંભરી આવ્યો ત્યારે એનું કઠણ હૈયું પણ હાથ ન રહી શક્યું. 'આજે એ જીવતો હોત તો મને ગઢપણમા રોટલો તો કામી દેત ને!' કહેતા માથે વીંટેલ પનિયાના છેડા વતી આંખ લૂછીને વિચાર્યું 'કાંઈ નહિ, આ સામે ખીલે બાંધ્યો ઈય મારો રાણો જ છે ને? કાલ સવારે વધીને મોટો થઈને ભેંસુ હવવા માંડશે ત્યારે તો મૂળાના પતીકાં જેવા કલદારથી મારો ખોબો ભરી દેશે.'

અને તે ઘડીએ જ લખુડાએ શેઠના પાડાનુ નામ રાણો પાડી દીધું.

રાણો તો લખુડાના હાથની ચાકરી પામતા કોઈ લક્ષાધિપતિને ઘેરે સાત ખોટનો દીકરો ઊછરે એમ ઊછરવા લાગ્યો. દિવસને

જાતા કાંઈ વાર લાગે છે? થોડાક મહિનામા તો રાણો જુવાનીમા આવી ગયો. મોનો આખો 'સીનો' બદલી ગયો. આખમા નવી ચમક આવી ગઈ અગેઅગ ફાટવા લાગ્યું લખુડાના અનુભવી કાન રાણાનો નવો રણકો વરતી ગયા બીજે જ દિવસે લખુડો બાવળની ગાઠ કાપી આવ્યો, ને સુતાર પાસે જઈને થાભલા જેવો જાડો ને ભોયમા હાથ એક ઊડો સમાય એવો મજબૂત ખીલો ઘડાવ્યો રાણાને હવે પછી એ ખીલે બાધવા માડ્યો

પણ અન્તે તો રાણો ગલા શેઠની ભેસને પેટે એક આપાના ઘરઘરાઉ પાડાના દવરામણથી અવતર્યો હતો એની દાઢમા શેઠની કોઠીના કણ ભર્યા હતા, એનામા સસ્કાર પણ શેઠના જ હતા. નાનપણમા શેઠના ઘરના કપાસિયા, રાડા, અડદમગના ફૂરમા ને માખણસોતી છાશ પી પીને પાડો મોટો થયો હતો એમા વળી લખુડા જેવા ગોવાળ બાપની ચાકરી પામ્યો: પછી કાંઈ બાકી રહે ખરુ? એક દિવસ મુડલોએક અડદનુ કોરસુ ભરડી ગયો અને રાત પટી ન પડી ત્યા તો ઘેરા ઘૂટેલા અવાજે ગણકવા માડ્યો લખુડો ખાટલામા સૂતો હતો ત્યાથી સફાળો ઊઠીને રાણા પાસે આવ્યો અને નવો ખોડેલો બાવળિયો ખીલો હલઅલાવી જોયો પણ ચસ ન દીધો ત્યારે એને નિરાન વળી રાણાની ડોકમા પહેરાવેલી સાકળમાં એક કડી ઊચી ચડાવીને લખુડો બીતો બીતો જઈ ખાટલામા પડ્યો.

મધરાતે લખુડો ફરી જાગી ગયો રાણાનો આવો જોરદાર રણકો તો એણે પોતાના આવડા લાબા આયખામા કોઈ દિવસ સાભળ્યો નહોતો. ડાગ કે પછેટી કાઈ પણ ભેગું લીધા વિના એ દોડતોકને જોવા ગયો તો ખીલે રાણો તો નહોતો પણ નવોનકોર ખીલોય મૂળમાથી ઊખડી ગયેલ જોયો ટોડલે પડેલ મેરાયાની વાટ ઊચી ચડાવીને અડખેપડખે નજર કરી તો સામે ખૂણે બાધેલ એક ખડાયાના વાસા હારે રાણો પોતાનો વાસો ઘસે છે! ડોકમા રુડમાળ જેવી લક્કુ સાકળ ને છેડે ધૂળ–ઢેફા સોતો ભોંયમાથી ઊખેડી કાઢેલ બાવળિયો ખીલો લટકે છે! લખુડાનો તો જીવ ઊડી ગયો. પણ આવે ટાણે બીને બેઠાં રહ્યે કામ થાય? લખુડાએ એની આવડી

આવરદામાં ભલભલા પાડાઓને હથેળીમાં રમાડી નાખ્યા હતા. ઝટઝટ એણે તો પડખેને ખીલેથી એક વાછડી છોડી મૂકી, રાણાને ખબર પણ ન પડે એવી રીતે એની સાંકળમાંથી ખીલો છૂટો કરી, નવે ખીલે એનો ગાળિયો પરોવી દીધો. ને થોડીક વાર પછી ખડાયાને એની જગ્યાએથી છોડીને પડખેના એકઢાળિયામાં બાંધી આવ્યો. પણ એમ તો રાણાના રણકા ને છાકોટા વધતા જ ગયા તુરત લખુડો ચેતી ગયો અને રાણાની સાંકળ હળવેકથી છોડીને, ઓશરીના તોતીંગ થાભલા ફરતી બાંધી દીધી. હવે રાણો શાન્ત થયો.

આ બનાવ ઉપરથી લખુડો ચેતી ગયો કે, રાણાનું નાક વીંધવાનો અને નાકર પહેરાવવાનો સમય પાકી ગયો છે. નાકર નાખ્યા વિના આ જનાવર હવે હાથ નહિ રહે. બીજું બધુ તો ઠીક, પણ કાળ ચોઘડિયે કોઈ માણસને શીંગડે ઉલાળીને ભો ભેગો કરી દેશે તો જાતે જનમારે મારે કપાળે કાળી ટીલી ચોટશે. રાણાની આંખ બદલતી જતી હતી. લખુડાએ એના પગમાં મોટો નોડો નાખ્યો હતો અને નાકમાં નાકર પહેરાવી હતી એટલે એ કાંઈકેય હાથ રહેતો હતો. બાકી તો ખાઈ પી ને રાણો એવો મસ્તાન થયો હતો અને ફાટફાટ થતા અંગોને લીધે એની આંખમાંથી એટલુ તો ઝેર વરસતુ હતું કે કોની મજાલ છે કે એ આંખ સામે આંખ પણ મેળવી શકે ?

હવે રાણો સાવ તૈયાર થઈ ગયો હતો. લખુડાને થયુ કે ખવરાવી પીવરાવીને મોટો કરેલ દીકરો હવે બે પૈસા કમાતો થાય તો સારુ; કારણ કે, હવે તો રાણો ફાટીને ધૂમાડે ગયો હતો. વાડામાંથી બહાર તો કાઢ્યો નહોતો થાતો વળી, હમણા હમણા એનો આહાર પણ બેહદ વધી ગયો હતો. એટલુ વળી સારું હતુ કે ગલા શેઠે, ભવિષ્યની કમાણીને લોભે પોતાની વાડીમાંથી રાણા માટે લીલુ વાઢી જવાની લખુડાને છૂટ આપી હતી. ગલા શેઠનુ મફત મળતુ લીલુ ખાઈને રાણાનું જે લોહી જામ્યું એથી ગામ આખું તો ઠીક, પણ લખુડો પણ હવે તો બીવા લાગ્યો હતો. એના છાકોટા સાંભળીને લખુડાને દહેશત લાગતી કે કોક દિવસ રાણાની

આંખ ફરશે તો મારાં તો સૌ યે વરસ એક ઘડીમાં ખર્ચ કરી નાખશે. આગમચેતી વાપરીને એણે ગાણાના નાકની નાકર ગગના તોડા સાથે બાંધી રાખવાનું શરૂ કર્યું હતું પણ આમ આખો દિવસ હાથીની જેમ બાંધી રાખવાનું અને સાંજ પડ્યે અધમણ કડબના ભૂકરો બોલાવી દેવાનું તે કેટલાક દિવસ પોસાય? લખુડાને થયું કે હવે ભેંસો દવગાવવી શરૂ કરીએ તો સાંજ પડ્યે રૂપિયા–રોકડાનું દનિયું પડવા માંડે

લખુડાએ ગામમાં વાત વહેતી મૂકી કે માગ ગાણા પાસે ભેંસ દવરાવવી હોય તો રૂપિયો બેસશે પણ ગલા શેઠે એ કબૂલ ન કર્યું તેમણે બે રૂપિયા ભાવ બાંધવાનો આગ્રહ રાખ્યો.

ગલા શેઠનો ભાવ બીજા ગોવાળોના ભાવ કરતા બમણો હતો પડખેના જ ગામમાં એક આપા કક્કા એક રૂપિયામાં ભેંસ દવરાવી દેતા. પણ એ આપાના પાડાને ચાકરી જોઈએ તેવી નહોતી મળતી. એટલે ડીલમાં એ ગાણા કરતા બહુ નબળો હતો. પરિણામે ગલા શેઠે સૂચવેલો લખુડાનો બે રૂપિયાનો ભાવ લોકોને બહુ આકરો ન લાગ્યો આથી આપાનો વેપાર થોડે અંશે તૂટવા લાગ્યો અને લખુડાની વરાછી જામવા માંડી.

ધીમે ધીમે ગાણાની ખ્યાતિ ગામના સીમાડા વટાવીને પરગામે પહોંચી. હટાણા માટે આવરોજાવરો કરનારાઓએ લખુડાના અને ગાણાના બે–મોએ વખાણ કરવા માંડ્યાં. તે દરમ્યાન ગામમાં દવરાવેલી ભેંસો વિયાવા માંડી હતી એમના પાટી–પાડરડાં બતાવીને લખુડો તેમ જ ગલા શેઠ ગાણાની વધારે જાહેરાત કરતા.

લખુડાની મૂઠી રૂપિયાથી ભરાવા લાગી. જોકે, કુલ આવકમાંથી અડધોઅડધ તો ગલા શેઠ વગર મહેનતે ઉપાડી જતા, અને બાકી વધતી રકમમાંથીય લખુડાને ગાણાના ખાણ માટે રોજિંદુ ખરચ થતું, છતાં ગાણાનો ભાવ બમણો રાખ્યો હતો એટલે બચત સારા પ્રમાણમાં થઈ શકી.

પાંચેક વીસુ રૂપિયા ભેગા થયા એટલે લખુડાએ વાડામાં ગયે ચોમાસે પડી ગયેલી વડી ફરી ચણી લીધી મહેંપાણી ટાણે નીરણુ પૂળો ભરવા માટે આટલા દિવસ મૂંઝાવું પડતુ હતુ, તે હવે ફળિયામાં એક ખૂણે કાચું ચણતર કરીને માથે સાંઠી છાઈ દીધી. પોતાની ડાગને છેડે પિત્તળના ખોભરા જડાવ્યાં; અને છતા જ્યારે થોડા રૂપિયા વધ્યા ત્યારે એણે રાણાના પગમા રૂપાનો તોડો પહેરાવ્યો અને સ્મૃતિપટ ઉપર મૃત પુત્રના ચિત્રની રહીસહી રેખાઓ સાથે આ નવા પુત્રની રેખાકૃતિની ઘડ બેસારવા માંડી.

લખુડાની આ આબાદી ગલાશેઠ જીરવી ન શક્યા. તેમને થયું કે રાણાની કમાણીમાથી પોતાને મળવુ જોઈએ તેટલુ મળતર નથી મળતુ. વળી, રાણાની વધતી જતી શાખને લીધે શેઠની વેપારી બુદ્ધિને ભાવ વધારવાનુ સુઝાડ્યુ લખુડાને તેમણે એને બદલે અઢી રૂપિયા ભાવ રાખવાની ફરજ પાડી છતાં ભરાતામાં જ ભરાય એ કોઈ અણલખ્યા નિયમને આધારે કે પછી લખુડાના સદભાગ્યે, રાણાની કમાણી ઘટવાને બદલે ઉત્તરોત્તર વધતી ચાલી. વધેલા ભાવ નહિ ગણકારતા, અડખેપડખેના ગામડાગોઠડાંમાથી ય માણસો પોતાની ભેંસો લઈને લખુડા પાસે આવવા લાગ્યાં.

લખુડો જીવનની ધન્યતા અનુભવી રહ્યો રાણા ઉપર—એક દિવસ મહાજનવાડે પુરાવા જતા એક અનાથ પાડરડા ઉપર—પોતે લીધેલી મહેનત લેખે લાગી હતી પોતાના પુત્ર રાણાને પણ એની મા સુવાવડમાંથી જ મા–વિહોણો કરીને ચાલી નીકળી હતી. લખુડાએ એ બાળકનાં બાળોતિયા ધોઈને એની માનુ સ્થાન લીધુ હતુ નમાયા છોકરાને પોતે વીસ વર્ષનો જુવાનજોધ બનાવ્યો પણ અદેખું કોગળિયું એની જુવાની સાખી ન શક્યું લખુડાની પિતૃ-વાત્સલ્યની અભગ ધારા નીચે પુત્રની જગ્યાએ આ પ્રાણી આવીને ઊભુ અને આખ ઉઘાડતા વારમા તો એણે પુત્રની ખોટ વિસારે પાડી દીધી. આજે આ કમાઉ દીકરાએ એને પાંચ પૈસાનો ધણી બનાવ્યો હતો અને જતી જિંદગીમાં સુખનો રોટલો અપાવ્યો હતો.

તે દિવસે સનાળીના એક પટેલ પડે જ પોતાની ભગરી ભેંસ લઈને રાણા પાસે દવરાવવા આવ્યા ત્યારે લખુડાના હર્ષનો પાર ન રહ્યો. ગલા શેઠને ખબર પડી ત્યારે તેમને પણ આનંદ થયો. પણ તેમનો આનંદ લખુડાના આનંદથી જુદી જાતનો હતો. તેમને થયું કે પટેલ જેવા ખમતીધર માણસ પાસેથી પાવલું આઠ આના વધારે મળે તો સારુ! પટેલ તેમની ભેંસ સાથે પાદરની એક હોટેલ પાસે ઊભા હતા. તેમણે લખુડાને કહેવરાવ્યું એટલે લખુડો તો રાણાને દોરતો, કોઈ શહેનશાહની જેમ મલપતી ચાલે આવ્યો. પટેલની ભેંસ અવેડા પાસે ઊભી રાખી હતી, એટલે રાણો તો સીધો એ તરફ જ દોડવા જતો હતો પણ લખુડાએ ચેતી જઈને એની નાકર પગના તોડા સાથે બાંધી દીધી તુરત રાણો સાવ સોજો થઈને ઊભો રહ્યો. ન તો એક ડગલું આગળ ચાલી શકે, ન એક તસુ પાછો હઠી શકે. નાકર બધાયા પછી જ બીકણ છોકરા ઓરા આવવાની હિમત કરી શક્યાં; કારણ કે આમ આડે દિવસે ય રાણાને છૂટી નાકરે આડા ઊતરવાનુ જોખમ કોઈ ન ખેડતુ, ત્યા આવા દવરાવવા ટાણે, જ્યારે હાથણી જેવી ભેંસ નજર સામે ઊભી હોય ત્યારે તો રાણાની આંખ સામે મીટ માડવાની પણ કોની છાતી ચાલે?

સૌની ધારણા એવી હતી કે વહેલામાં વહેલી રોઢા ટાણે ભેંસ દવરાવાશે. અને બન્યું પણ એમ જ. રોઢો નમતા રાણો બરોબર તૈયાર થઈ ગયો હતો ભગરી પણ ઠેકાણે આવી ગઈ હતી. લખુડો ખુશમિજાજ હતો. પટેલ આવતી સાલ થનાર દૂઝાણાના દિવાસ્વપ્નમા રમતા હતા.

ઓચીતા જ ગલા શેઠ આવી ચઢયા અને લખુડાને અને ભગરીના ધણી પટેલને કહી ગયા કે દવરામણના આઠ આના વધારે પડશે

ભાવ સાભળીને પટેલને ટાઢ વાઈ ગઈ. લખુડાને પણ ગલા શેઠની આ કજુસાઈ પ્રત્યે અણગમો ઊપજ્યો.

પટેલ અને ગલા શેઠ વચ્ચે બહુ રકઝક ચાલી તે દરમ્યાન ગામના કેટલાક વિઘ્નસતોષીઓ આવીને પટેલના કાનમાં કશીક ફૂક મારી ગયા.

પટેલનું મન ઢચુપચુ થવા લાગ્યું. આઠ આના વધારે આપતાં તેમનો જીવ કચવાવા લાગ્યો.

રાણો હવે લખુડાના હાથમાથી રાશ છોડાવતો હતો. ગામના માણસોએ ફરીથી પટેલના કાનમાં હોઠ ફફડાવ્યા પટેલે છેવટનો નિર્ણય જણાવ્યો, 'શેઠ, તમારો આવો આકરો ભાવ તો અમને નહિ પોહાય.'

'અરે માથે આનો એક લટકાનો આપવો પડશે. સાત વાર ગરજ હોય તો આવોને!' ગલા શેઠે તુમાખીમા કહ્યુ.

રાણાનું જોર વધતું જતુ હતું. લખુડાએ સમો પારખીને ગલા શેઠને વાર્યા: 'શેઠ, પાવલું આઠ આના ભલે ઓછા આપો. રાણા સામું તો જરાક જુઓ!'

ગલા શેઠે કહ્યુ, 'ના ના, એક પૈ ઓછી નહિ થાય.'

પટેલે કહ્યુ, 'તો મારે પાછું જાવુ પડશે!'

'તો રસ્તો પાધરો પડ્યો છે.' ગલા શેઠ બોલ્યા.

ગામ લોકોએ પટેલને સાનમાં સમજાવ્યા.

પટેલે છેવટનુ જણાવી દીધુ: 'અમારે તમારા રાણા વિના અડચુ' નથી રહેવાનુ. તમે ને તમારો રાણો રહો તમારે ઘેર. અમે ભલાં ને અમારી ભેંસ ભલી. તેરેકુ માંગન બહોત તો મેરેકુ ભૂપ અનેક.'

રાણો હવે હાથ નહોતો રહેતો. લખુડાએ ગલા શેઠને સમજાવ્યા: 'શેઠ, આઠ આનઈડીના લોભમા પડો મા, ને આ જનાવરની આંખ સામે જરાક નજર કરો.'

ગલા શેઠ તાડુક્યા: 'હવે જોઈ જોઈ એની આખ! એમ આખ જોઈને બી જઈએ તો તો રહેવાય કેમ? બાંધી દે એની નાકર તોડા હારે.'

શેઠનો હુકમ કબૂલ કરી, અનિચ્છા છતા લખુડો રાણાની નાકર એના તોડામા ભરાવવા જતો હતો એ વખતે ચબૂતરે બેઠેલા બધા માણસોએ બૂમો મારીને લખુડાને વાર્યો: 'એલા! રેવા દે, રેવા દે! નાકર બાંધવી રેવા દે હો! રાણિયાની આંખ્ય ફરી ગઈ છે. હવે ઈ ઝાલ્યો નહિ રહે.'

અને નાકરની કડી ભરાવીને લખુડો હજી ઊભો થવા જાય છે ત્યાં જ રાણો વીફર્યો. એક છાકોટા સાથે એણે માથું હવામાં વીંઝ્યું, અને નાકના ફોરણાનું જાડું ચામડું ચીરાઈ ગયું નાકરની કડી તોડા સાથે જ પરોવાયેલી પડી રહી અને રાણાના નાકમાંથી લોહીનો દરેડો છૂટ્યો. પણ અતૃપ્તિના દુ:ખ આગળ આ નસકોરાના રક્ત-સ્રાવની વેદના શા હિસાબમાં? રાણાએ વીફરીને લખુડા સામે શીંગડાં ઉગામ્યાં

લખુડો લાગ ચુકાવીને દોડ્યો

અડખેપડખેનાં માણસો તો ક્યારના ચેતી જઈને ચબૂતરે ચડી ગયા હતા. ગલાશેઠ અને પટેલ વગેરે લોકો હોટેલમાં પેસી ગયા હતા.

લખુડો મુઠ્ઠી વાળીને દોડ્યો જીવ બચાવવા સારુ વીરડીમાં પડેલા ઘણમાં ઘૂસી ગયો ડોબાં આડે સતાઈ જવાની બહુ મથામણ કરી પણ ફાવ્યો નહિ, કારણ કે આજે રાણાનો વીફરાટ જુદી જ જાતનો હતો. એણે ધારી નેમથી લખુડાનો પીછો પકડ્યો. લખુડો આડે ધડ દોડવા લાગ્યો. એને આશા હતી કે ક્યાંક ઝાડની ઓથે ઊભીને રાણાની નેમ ચૂકવી દઈશ; પણ એમાંય એ નિષ્ફળ નીવડ્યો.

આટલી વારમાં તો બધેય રીડિયા-રમડ થઈ ગઈ હતી ‘એલાવ ભાગજો ! ભાગજો ! રાણિયો ગાંડો થયો છે !’ ચારેકોરથી બૂમો સંભળાતી હતી. લખુડાના હોશકોશ ઊડી ગયા હતા આઘે આઘે ડોબાં ચારતા છોકરાઓએ રાણાને જ્યાં ત્યાં શીંગડાં ભરાવતો ને છાકોટા નાખીને દોડતો જોયો એટલે સૌ ચપોચપ પીપળ ઉપર ચડી ગયાં પણ કમભાગ્યે લખુડાને તો એવું કોઈ ઝાડઝાંખરું પણ ચેતમાં નહોતું આવતું એની મતિ મૂંઝાણી હતી. ડૂબતા માણસના તાણખલાની જેમ એણે પોતાનો ફેંટો રાણાના રસ્તા આડે નાખીને એને ભૂલવવા કરી જોયું; પણ ફેંટાને તો રાણાએ શીંગડે ચડાવી લીધો અને ફેંટાનો લાલચટાક રંગ જ કેમ જાણે લખુડાનો આખરી અંજામ બનવાનો હોય એમ બમણા વેગ અને ક્રોધથી રાણો લખુડાની પાછળ પડ્યો.

દોડી દોડીને લખુડાને હાંફ ચડ્યો હતો. મોઢે જાણે કે લોટ ઊડતો આવતો હતો. જીભ સુકાતી હતી. ગળે શોષ પડતો આવતો હતો. છાતી ધડક ધડક ધડકારા કરતી હતી. પેટમા જાણે કે લ્હાય લાગી હતી. કપાળ ઉપર પરસેવાનાં મોતિયા બાઝયાં હતાં. આવી સ્થિતિમા એ રાણાથી છટકવા આડે ધડ દોડયે ગયો.

હવે લખુડો થાકયો હતો. આજે ફરી ખેંદેલો રાણો મને નહિ જ મૂકે એવી ખાતરી થતા ટાટિયા ભાગી ગયા. ચારેકોર નજર ફેરવી, પણ ક્યા ય ઓથ જડે એવુ ન લાગ્યુ. ભાગેલ હ્રદયે પણ એ દોડયે જ જતો હતો, છતાં, હવે બહુ ઝાઝુ દોડાય એમ લાગતુ નહોતુ. ભવિષ્યમા દૂરદૂર પણ ઊગરવાનો આરો દેખાતો ન હોય તો પછી માણસને ક્યા સુધી હૈયારી રહી શકે? લખુડાએ ફાટી આખે પાછળ જોયું. રાણો હવે બહુ છેટો ન હતો. લોહીલોહાણ નાકોળી અને શીગડામા હીરાકશી ફેંટો લઈને, એ છછેડાયેલી નાગણની જેમ નજીક ને નજીક ઊડતો આવતો હતો.

લખુડાને દિશાઓ નહોતી સૂઝતી કાળને અને પોતાને હાથવેંતનુ છેટું છે એ હકીકતનું ભાન થતા એના ગૂડા ભાગી ગયા. અને બાજુ પર ઊભેલ આવળના ઝૂડ આડે સંતાવાથી પોતે રાણાની નજર ચુકાવી શકશે એવી ગણતરી એ આવળ આડે ઢગલો થઈ ને એ પડી ગયો.

પણ રાણાની કાળઝાળ આંખોમાંથી લખુડો પોતાને બચાવી નહોતો શક્યો ઢગલો થઈને પડ્યા પછી હાફની ધમણ સહેજ પણ ધીમી પડે એ પહેલા જ પાસળાની કચડડાટી બોલાવતો રાણાનો એક હાથીપગ લખુડાનાં પાસળાં ઉપર પડ્યો અને બીજી જ ક્ષણે લોહીમાંસ સાથે ભળી ગયેલ એ હાડકાંના ભગારટૂકડાઓમાં ભાલા જેવુ એક અણિયાળુ શીગડુ ભોકાયું અને એક જોરદાર ઝાટકા સાથે, સૂતરની આટલી બહાર આવતી રહે એમ આંતરડાંનું આખું જાળુ બહાર ખેંચાઇ આવ્યું.

આવળના એ ખાબોચિયામાં લખુડાના ઊના ઊના લોહીનું જે પાટોડુ ભરાયું એમાં રાણાએ ખદખદતો પેશાબ કરીને બધું સમથળ કરી નાખ્યું.

